ફલોધી (મારવાડ) નિવાસી

શ્રીયુત્ શેઠ માણિકલાલજી કોચરના પુત્રરત્ન

શેઠ અમરચંદજી બૅન્કરની

તરફથી

ભેટ.

યશોવિજય ગ્રન્થમાળા સિરિઝ નં. ૧૩૭

# 'પ્રાચીન ભારતવર્ષ'
## નું
# સિંહાવલોકન

વિદ્યાવલ્લભ, ઇતિહાસતત્ત્વમહોદધિ
આચાર્ય શ્રી વિજયેન્દ્રસૂરિ
C. M. O. I. P.

પ્રકાશક
શ્રીયશોવિજય ગ્રંથમાળા
ભાવનગર

દોઢ રૂપિયો

વિ. સં. ૧૯૯૩ :: ઈ. સ. ૧૯૩૭ :: ધર્મ સં. ૧૫

# બે બોલ

'પ્રાચીન 'ભારતવર્ષનું સિંહાવલોકન' નામનું, ઉત્કટ ને સચોટ ઐતિહાસિક હકીકતો રજૂ કરતું, અને વિકૃત ઇતિહાસનું વિદ્વત્તાભર્યું અન્વેષણ કરતું આ નવું પુસ્તક સમાજને અર્પતાં અમને આનંદ થાય છે.

આ પુસ્તક ડૉ. ત્રિ. લ. શાહના 'પ્રાચીન ભારતવર્ષ'ના પ્રથમ ભાગ ઉપર લખાયલું છે. તે પુસ્તકમાં જે ખોટી અને ભ્રામક હકીકતો આલેખી છે તેની યોગ્ય ને અકાટ્ય પુરાવાઓ તથા સચોટ હકીકતોથી ભરપૂર, સમીક્ષા આમાં કરવામાં આવી છે. તેમાં સંખ્યાબંધ પુસ્તકોના પુરાવાઓ રજૂ કર્યા છે. કોઇ કોઇ સ્થળે તો એક એક હકીકત સાબિત કરવા માટે જુદા જુદા પુસ્તકોના પચાસથી પણ વધારે પુરાવાઓ અપાયા છે.

આ પુસ્તક લખવામાં તેઓશ્રીએ ખૂબ અવગાહન અને પરિશ્રમ કરેલા દેખાઇ આવે છે. તેમાં ઉપયોગ કરેલા પુસ્તકોની નામાવલિ જોતાં એ સમજાય છે કે તેઓશ્રીનું પ્રાચીન અર્વાચીન પુસ્તકોનું પરિશીલન અપરિમિત છે. સાહિત્યની વિશાળ દૃષ્ટિ, તટસ્થતા અને ઐતિહાસિક પુરુષ તરીકેની મનોવૃત્તિ, અતિવિશુદ્ધ અને રાગદ્વેષ રહિત સાહિત્યક પુરુષની પ્રમાણિકતા તરી આવે છે. કોઇ પણ મતાગ્રહ વગરની ચિત્તવૃત્તિ સાહિત્યના, ખાસ કરીને ઇતિહાસના લેખકને અનુકરણીય આદર્શરૂપ છે.

હમણા વિદ્યાવલ્લભ ઇતિહાસતત્ત્વમહોદધિ આચાર્ય શ્રી **વિજયેન્દ્રસૂરિ** મહારાજે પુસ્તક પ્રકાશન તરફ ઠીક દૃષ્ટિ ફેરવી છે, એ સમાજને માટે ગૌરવનો વિષય ગણી શકાય.

તેઓએ 'શ્રીવીરવિહાર મીમાંસા,' 'જગત અને જૈનધર્મ' 'અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત' વિગેરે પુસ્તકો લખી ઇતિહાસના ક્ષેત્રમાં અને ગુજરાતના વિદ્વાનોમાં નવું આંદોલન ઊભું કર્યું છે. પ્રભુ શ્રીમહાવીરના વિહાર સંબંધી ગુજરાત ને મારવાડના તેમના વિહાર વિષયક જે ભ્રમણા હતી અને સમ્રાટ્ અશોક અને મહારાજા સંપ્રતિ વિષયક જૈન પ્રજામાં ને ગુજરાતમાં જે ભ્રમણા ઊભી કરવામાં આવી હતી તેમાં આચાર્ય મહારાજનાં પુસ્તકોએ નવો પ્રકાશ આપ્યો છે:—નવું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે. ગુજરાતના ને જૈન સમાજના વિદ્વાનોએ તેમાં સારો રસ લીધો છે. આ પુસ્તક સાથે જ એક બીજું પણ ઐતિહાસિક ને મૌલિક પુસ્તક 'મહાક્ષત્રપ રાજા રૂદ્રદામા' પણ આચાર્ય મહારાજ તૈયાર કરી રહ્યા છે. તે પણ બહુ જલ્દી તૈયાર થઇ જશે એવી આશા રહે છે.

આ પ્રસંગે અમે આચાર્ય મહારાજશ્રીને પ્રાર્થીએ કે—જ્યારે તેઓએ ફરીને આ કામ હાથ ધર્યું છે ત્યારે; અત્યારે ઐતિહાસિક દૃષ્ટિએ જે

સાહિત્યની જરૂર છે અને સમાજમાં જેની મોટામાં મોટી ખામી છે તે ખોટ પણ પૂરી કરે. અને બહુ લાંબા કાળથી મગજમાં ભરી રાખેલું જ્ઞાન અને ઐતિહાસિક સામગ્રીનો જનતાને લાભ આપે.

અમારી દૃષ્ટિએ તાજેતરમાં બે પુસ્તકો લખાવાની અંગત્ય જોવામાં છે.

( ૧ ) ભગવાન મહાવીરના પિતૃપક્ષનો સાંસારિક ને કૌટુંબિક સંબંધ અને તેમના વંશપરિવાર–વિસ્તાર સંબંધી.

( ૨ ) ભગવાન મહાવીરનું સામાજિક અને રાષ્ટ્રીય જીવન, તેમના વિસ્તૃત વિહારની હકીકતો વિગેરે સંબંધી.

આ બે પુસ્તકો પ્રગટ થાય તો આજે ધર્મ અને સમાજમાં જે એકાંત પ્રવાહ રેલાઇને અંધદૃષ્ટિ ફેલાઈ રહી છે તે સંબંધી સારો પ્રકાશ પાડી શકે, અને અંધવૃત્તિ ઓછી થાય.

અત્યારે સમાજમાં મોટે ભાગે વિચારશૂન્ય ગાડરીયા પ્રવાહની ધાર્મિક અંધવૃત્તિ જ જોવામાં આવે છે. જગદુદ્ધારક ભગવાન મહાવીર-સ્વામીને નામે, તેમના જીવનને નામે, ધર્મને નામે, શાસ્ત્રોને નામે જનતાને–સમાજને ઊંધે માર્ગે દોરવામાં આવે છે, ત્યાગનું મહત્ત્વ ને ત્યાગના આદર્શો ઊલટા સમજાવાઇ રહ્યા છે.

અમારી માન્યતા પ્રમાણે ભગવાન મહાવીરનું જીવન, ધર્મ, આદર્શ, ત્યાગનો મહિમા, પ્રવૃત્તિ ને પ્રેરણા આજના બેડીયા ધસાન ધર્મ અને ચાલુ પ્રવૃતિ કરતાં તદ્દન જુદાં જ હતાં. આટલી સંકુચિત મનોવૃત્તિ ભ. મહાવીરના જીવનમાં ન હતી, આટલી કૂપમંડૂકતા ભ. મહાવીરના ધર્મમાં ન હતી, આટલી ઝઘડાળુ પ્રવૃત્તિ–કશમકશ–ખેંચાતાણી ભ. મહાવીરના ઉપદેશમાં ન હતી.

એટલે અમારી માન્યતા છે કે ઉપરના બે પુસ્તકો પ્રકાશિત થાય તો ભગવાન મહાવીરનો ધર્મ અને જીવન તથા આજના ધર્મ અને જીવનમાંનું તારતમ્ય જણાઇ આવવા સંભવ છે.

અંતે ' મહાક્ષત્રપ રાજા રૂદ્રદામા ' નું પુસ્તક બહુ જલ્દી સમાજને આપી શકીએ એવી આશા સાથે વિરમીએ.

ગ્રંથમાળા ઑફિસ.
ઓગસ્ટ ૧૯૩૭

પ્રકાશક



# પ્રસ્તાવના

સાહિત્ય અને ઇતિહાસ એ વિષયો એવા છે કે જેમાં રોજ બરોજ કંઇ ને કંઈ નવું જાણવાનું, વિચારવાનું કે અન્વેષણ કરવાનું હોય જ છે.

જગત ઝપાટાબંધ જેમ આગળ વધતું જાય છે તેમ સાયન્સમાં નવાં નવાં Inventions અને ઇતિહાસમાં Discoveries–શોધખોળ રોજરોજ થતી રહે છે અને થયા કરવાની.

અમુક સમય પહેલાં એમ મનાતું કે, જૈન ધર્મ ને બુદ્ધ ધર્મ એક જ છે અથવા જૈન ધર્મ એ બૌદ્ધ ધર્મની શાખા છે, અથવા વૈદિકધર્મમાંથી તેની ઉત્પત્તિ થઈ છે વિગેરે વિગેરે. આજે તે બધાં મંતવ્યો અસત્ય ઠર્યાં છે.

એવી ભિન્ન ભિન્ન માન્યતાઓને અંગે વિદ્વાનોમાં મતભેદો પણ અવશ્ય થઇ આવે છે, સ્વાભાવિક જ છે. જૂનવાણી મતો, સ્થિતિસ્થાપકતા કે મતાગ્રહને ઇતિહાસમાં સ્થાન ન હોય; તેમ નિર્મૂળ કલ્પના, અવાસ્તવિક શંકાઓ કે ઘટનાઓની તોડમરોડ પણ પોતાની

કલ્પના પ્રમાણે ન થાય. ઘટનાઓ ઉપર ગૂઢ તત્ત્વાન્વેષણ અને સચોટ હકીકતો ઉપર ઇતિહાસની આખી ઇમારત ચણાયલી છે. પૂર્વાપરની એ ઘટનાઓનો ક્રમ મેળવી ઇતિહાસની રચના થાય તો જ ઇતિહાસ " इति + ह + आस–વાસ્તવમાં એ પ્રમાણે જ હતું " એ અર્થ સાર્થક થાય.

ઘટનાઓને છોડીને ઊડેલી કલ્પનાઓ નિરર્થક, અનર્થક ને વિઘાતક નિવડે. જબરજસ્તી, તાણાતાણ કે તોડમરોડ ઇતિહાસમાં યોગ્ય ન ગણાય. ઇતિહાસવિજ્ઞ એ ગૂઢ તત્ત્વાન્વેષક, નિષ્પક્ષ દૃષ્ટા ને સ્રષ્ટા હોવો જોઇએ. ધાર્મિક કે સામાજિક, વ્યક્તિગત કે પરંપરાગત આગ્રહ ને મમત્વ ઇતિહાસલેખકમાં ન હોવા જોઇએ. શુદ્ધ, સત્ય, સચોટ હકીકતો જ તેને મન સર્વસ્વ હોય. તેમાં જેટલી ખામી તેટલી ઇતિહાસમાં ક્ષતિ અને અનર્થ.

આટલો સાધારણ મૌલિક ખ્યાલ આપ્યા પછી 'પ્રાચીન ભારતવર્ષ'ના અવલોકન ઉપર આવું છું.

તેનો પ્રથમ ભાગ પ્રકાશિત થયો તે અરસામાં જ મેં વાંચેલો. તે વખતે જ મને લખવાનું મન થયું હતું, પરંતુ અમને–સાધુઓને વર્ષાકાળ સિવાય વિહાર કરતા હોવાથી એકાન્ત અને સ્થિરતા બહુ જ ઓછી મળી શકે. વળી ઐતિહાસિક અન્વેષણની બાબતમાં પુસ્તકોનો ઢગ પાસે જોઇએ તે વિહારમાં મળી શકે નહિં. વળી એવા પ્રદેશમાં હું વિહાર કરતો હોવાથી જરૂર પ્રમાણે પુસ્તકો પ્રાપ્ત કરી શકાય નહીં અને બહારથી મંગાવવામાં અનેક અગવડો આવે. સાથે સાથે અનિવાર્ય અડચણો પણ પ્રસંગે પ્રસંગે ઊભી થાય-આવાં બધાં વિઘ્નભર્યાં કારણોને લીધે તત્કાળ તો કશું લખી શક્યો નહીં, છતાં જ્યાં જ્યાં શંકાસ્થાનો કે અસત્ય આક્ષેપનો લાગ્યાં તે ટાંકી લીધા. તેમાંથી કેટલાક ડૉ. મહાશયને પ્રશ્નરૂપે

જણાવ્યા અને તેમાં કેટલાક ઉમેરીને '**અશોકના શિલાલેખો ઉપર દૃષ્ટિપાત**' નામના પુસ્તકમાં પાછળ ટાંકી લીધા.

ડૉ. મહાશયને જણાવેલા પ્રશ્નોના ઉત્તરો તેમણે "જૈન"માં પ્રકાશિત કરાવ્યા. તેમાં નેતરની સોટી જેવું શાણપણ હતું, પરંતુ ઇતિહાસની દૃષ્ટિએ તે જવાબો સંતોષકારક ન હતા. ખરી રીતે તેમણે એ પ્રશ્નોનાં જવાબો ન આપ્યા હોત તો તેમની પ્રતિષ્ઠા વધારે જળવાત. જવાબો આપીને તો તે પોતે પોતાની જાળમાં પૂરાયા છે.

પ્રસ્તુત ૨૭ પ્રશ્નોના જવાબોમાં ૬ જવાબોમાં તો 'પ્રાચીન ભારતવર્ષ'માં આળેખેલા અસત્યોનો સ્વીકાર કર્યો છે. ત્રણમાં સ્પષ્ટ રીતે ત્રણમાં દ્રાવિડપ્રાણાયામની રીતે. ચૌદ ઉત્તરોમાં ઇતિહાસની દૃષ્ટિએ લૂલા બચાવો કર્યાં છે અને આઠ પ્રશ્નોમાં પોતાના પુસ્તકનો હવાલો આપ્યો છે.

પરંતુ પુસ્તક તો મેં વાંચ્યું જ હતું. તેમાં તે સંબંધી કશું તથ્ય કે સત્ય ન નિહાળ્યું ત્યારે તો મારે પૂછવાનો અવસર આવ્યો. ખેર ! એ વાત જવા દઇએ પણ ૨૫–૧૦–૩૬ ના '**ગુજરાતી**' સાપ્તાહિક પત્રમાં તેઓ જણાવે છે કેઃ—

"તેના (૨૭ પ્રશ્નોના) ઉત્તર તો તે જ પત્ર(જૈન)માં...આપી ચૂકયો છું. બાકી જે ૩૪ પ્રશ્નો રહ્યા તેના ઉત્તર દેવા રહે છે, પણ સ્નેહીવર્ગમાંથી અનેક સૂચનાઓ તે સંબંધી જે થઈ છે તેમાં એક એવી છે કે, તેમણે જ્યારે પુસ્તિકામાં તે પ્રશ્નો છાપ્યા છે તો મારે તે **એકસઠનો ખુલાસો એકી સાથે** પ્રજા સમક્ષ ધરવો જોઇએ કે જેથી સારાસારની વાચકોને ખબર પડે. જેથી કરીને 'પ્રાચીન ભારતવર્ષ'નો ત્રીજો ભાગ જે છપાય છે તેના અંતે તે જોડવા ધારું છું. ઉપરાંત તેની છૂટી નકલો કેટલીક કદાચિત, જે વિદ્વાનોને અથવા તેના અભ્યાસીઓને, મંગાવવાથી

કે બૌદ્ધ, વૈદિક ગ્રંથો તો તેમણે તપાસ્યા નથી. સંસ્કૃત, પ્રાકૃત. જૈન ગ્રંથો પણ તપાસ્યા હોય તેવું તેની Bibliography ઉપરથી દેખાતું નથી.

તેઓ લખે છે કેઃ—

બૌદ્ધના પુસ્તકો સારા પ્રમાણમાં મુદ્રિત થઈ ગયાં છે અને સુલભ્ય પણ છે અને વળી જે ગ્રંથોની યાદી મેં આપી છે તે ગ્રંથો તો આવાં બૌદ્ધ પુસ્તકોના પઠન, પાઠન અને ગવેષણા કરીને પછી જ વિદ્વાનોએ બહાર પાડ્યાં છે એટલે **સ્વતંત્ર રીતે, તે પુસ્તકો મારે ફરીને જોવાની જરૂરજ રહેતી નથી......**

તેમાં વૈદિક ધર્મના કોઇ તેવા પ્રાચીન છપાયાં નથી અને **હશે કે કેમ, તે બહુ જાણવામાં આવ્યું** નથી...છતાં જૈન ગ્રન્થોની સાક્ષીઓ મેં આપી છે તો તે કેવા ગ્રંથોની છે ! કોઇ આધાર વિનાના કે નૉવેલરૂપે કે વાર્તારૂપે લખાયાં હોય તેવાની કે જે પુસ્તકો સર્વમાન્ય થઇ પડ્યાં હોય અને સત્તા સમાન લેખાત હોય તેવાની છે... ”

પુ. ૧, પૃ. ૨૭-પ્રશસ્તિ.

ખરી વાત એ છે કે બીજાએ લખ્યાં કે બહાર પાડ્યાં હોય કે તેમાં ગવેષણા ગમે તેટલી થઇ હોય તો પણ તે સ્વતંત્ર રીતે પોતે ઇતિહાસકારે વાંચવાં-જોવાં જ જોઈએ. બીજાઓએ પોતાના સમર્થન કે ખંડનમાં શું કહ્યું છે તે વાંચ્યા પહેલાં ઇતિહાસ ન લખી શકાય.

જે પુસ્તકો છપાયાં ન હોય તે હસ્તલિખિત હોય તો તે પણ વાંચવા-વંચાવવા-તપાસાવરાવવા આવશ્યક છે. જે વસ્તુ જાણવામાં ન આવે તેના ઉપર પણ લખવાની પ્રવૃત્તિ કરવી એ તો અનધિકાર ચેષ્ટા જ કહેવાય.

વળી જે **પૂરા વાંચેલા** ગ્રંથો બીબ્લીઓગ્રાફીમાં બતાવ્યા છે તે વાંચીને ઇતિહાસ લખી શકાય કે કેમ તે તો કોઇ ઇતિહાસવિજ્ઞ પૌર્વાત્ય કે પાશ્ચાત્ય વિદ્વાનને પૂછી જોયું હોત તો ખબર પડત અને સાથે સાથે પૂછનારની કિંમત પણ અંકાત.

ટૂંકમાં આવી રીતે મૌલિક પુસ્તકો કે હકીકતોને અણજાણી જ છોડી દઇને ઉપરચોટીયા પુસ્તકો કે ભ. બા. ભાષાંતરો જેવા કથાનક કે **અર્વાચીન પુસ્તકો ઉપરથી ઇતિહાસ લખવો એક સાહસ માત્ર છે.**

અને એનું જ એ પરિણામ છે કે 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકમાં નીચેના ગંભીર અસત્યો આળેખાયલા છે.

ગંગા અને ચંપાનગરીના સંબંધની ખબર નથી.

જંભીયગામ ને ભારહુત એક બતાવ્યા છે.

અંગદેશને દક્ષિણ હિંદમાં માનવામાં આવ્યો છે.

સાંચીને-વીર નિર્વાણભૂમિ-પાવાપુરી માન્યું છે.

ભ૦મહાવીરનું નિર્વાણ શુલ્કશાળાને બદલે (Customs house) અશ્વશાળા-ઘોડાસાર **તબેલામાં** માન્યું છે.

આમ્રકાર્દવના શિલાલેખને ચંદ્રગુપ્ત મૌર્યનો શિલાલેખ માન્યો છે.

શાક્તાયન અને કાત્યાયનને એક મનાવવાનો પ્રયાસ થયો છે.

પતંજલિ અને કાત્યાયનને એક માનવાની કલ્પના કરી છે.

ચોરવાડને અજબ વ્યુત્પત્તિથી શૌરિપુર માની લીધું છે. (શૌરિ+પુર; શૌરિ=ચૌરિ; ચૌરિ=ચોર=ચોરપુર અથવા ચોરવાડ.)

ઉદાયી રાજાને અજાતશત્રુ× બતાવ્યો છે.

---

× તે રાજા (અજાતશત્રુ) પોતાના રાજ્યના ચોથા વર્ષે ગંગા નદીના દક્ષિણ કિનારે કુસુમપુર નામનું શહેર વસાવી ત્યાં રાજધાની કરશે.

પ્રા. ભા. પુ. ૧. પૃ. ૨૯૬.

આ તો સામાન્ય નમૂનારૂપે છે. તે ઉપરાંત પરસ્પર વિરુદ્ધ મનાતી–ગણાતી ઘણી હકીકત મળી આવે છે; જેવી કે–

એક વખત *પાણિનિને જૈન મનાવે છે, બીજી વખત તેના ધર્મ વિષે કશું જ જાણવામાં નથી આવ્યું એમ લખે છે તો ત્રીજી વખત વળી તેના ધર્મ વિષે જાણવાની કશી કોશીશ જ કરી નથી એમ જણાવે છે.

એક સ્થળે રૂદ્રદામા× ઘાતકી સ્વભાવવાળો ને અનાર્ય જાતિનો હોઇ અનુકંપાવાળો બની શકે એ અસંભવિત બતાવ્યું છે; જ્યારે બીજી વખત અહિંસા ધર્મના પાલનમાં ચષ્ટનના આખા ક્ષત્રપ વંશને આદર્શરૂપ માને છે.

---

ખરી રીતે જે પુસ્તકના ફકરાનો આ અનુવાદ છે તે પુસ્તકનો ફકરો આ પ્રમાણે છે.

Ajātsatru will be king 25 years. Darshaka will be king 25 years. After him Udayin will be king 33 years. That king will make as his capital...on the earth Kusumpura......in his fourth year.

તેના મૂળગ્રંથ વાયુપુરાણમાં આ પ્રમાણે ઉલ્લેખ છે.

उदायी भविता यस्मात् त्रयस्त्रिंशत् समा नृपः ।
स वै पुरवरं राजा पृथिव्यां कुसुमाह्वयम् ॥
गङ्गाया दक्षिणे कूले चतुर्थेऽब्दे करिष्यति ।

पृ. ३८२

વળી તે ગ્રંથ તો પૌરાણિક છે. તેનું નામ Pargiter's Dynestic list in Kali ages છે. જ્યારે લેખક આ ગ્રંથને બૌદ્ધગ્રન્થ તરીકે ગણી હવાલો આપે છે. પ્રા. ભા. પુ. ૧ પૃ. ૨૯૭. ટી. ૨૧

*ભા. ૧. પૃ. ૨૫૩.

+પુ. ૨. પૃ. ૩૬૫. પુ. ૩, પૃ. ૩૯૪. ટી.

એક વખત પાણિનિ બ્રાહ્મણકુળમાં × જન્મ્યા હોવાનો ઉલ્લેખ થયો છે, જ્યારે બીજી વખત તે પાણિનિને અનાર્ય + માન્યા છે. આમ અનેક પરસ્પર વિરુદ્ધ લખાણો મળી આવે છે.

કેટલીક અસંભવ ઘટનાઓના ઉલ્લેખો પણ તેમાં વાંચવામાં આવે છે.

ત્રેવીશમા તીર્થંકર ભગવાન પાર્શ્વનાથ તક્ષશિલામાં * બોધિસત્ત્વ થયાનું બતાવ્યું છે. સાથે સાથે ત્યાંના શિલાલેખમાં એવો ઉલ્લેખ છે એમ પણ જણાવ્યું છે. તેમ કરવામાં બુદ્ધના પાર્શ્વ નામના ભિક્ખુ અને તીર્થંકર પાર્શ્વનાથનો ભેદ જ તેમનાથી ખુલ્યો જણાતો નથી. 'બોધિસત્ત્વ' એ કયા ધર્મનો પારિભાષિક શબ્દ છે એનો પણ વિચાર કર્યો લાગતો નથી.

એક સ્થળે તો પ્રશ્નાર્થ ચિહ્ન÷ કરી લખે છે: 'શું બૌદ્ધધર્મમાં પાર્શ્વનાથ નામની કોઇ વ્યક્તિ થઈ છે ?' આ પ્રશ્ન તો લેખકના જ્ઞાનની પરિસીમા બતાવી આપે છે.

મથુરાના સિંહધ્વજના શિલાલેખને જૈન= શિલાલેખ સમજવાની અઘટિત કલ્પના કરી છે.

---

× પુ. ૩, પૃ. ૨૨૫.
\+ પુ. ૨, પૃ. ૧૭૭.
* પુ. ૨, પૃ. ૩૦૫.
÷ પુ. ૨, પૃ. ૪૦.
= भारतीय इतिहास की रूपरेखा जिल्द २, पृ. ७६५–६ નીચે પ્રમાણે જણાવે છે.

सन् १८६९ में पं. भगवानलाल इन्द्रजी को मथुरा में सीतला माई के एक चबुतरे की सीढ़ियों में दबा हुआ एक सिंहध्वज मिला था, जिसकी सिंह मूर्त्तियों पर आगे पीछे तथा नीचे कई पंक्तियों में एक खरोष्ठी लेख था।.......................

બાહુબળીની મૂર્તિને ભદ્રબાહુની મૂર્તિ હોવાનું માન્યું છે.

વીરની નિર્વાણભૂમિ તરીકે પાવાપુરીને બદલે સાંચીના એક ×સ્તૂપનું સ્મારક પ્રા. ભા. પુસ્તકમાં મુખચિત્ર તરીકે રજૂ કર્યું છે.

ગુપ્તવંશીય ચંદ્રગુપ્ત* બીજાની હકીકત ચંદ્રગુપ્ત મૌર્યની માની લઈ તેના નામે જાહેર કરી છે. તેમાં આગળ પાછળનો સંબંધ પણ વાંચ્યો નથી અને મૂળ લેખકની શી માન્યતા છે તે પણ વિચાર્યું નથી.

---

डा० स्टॅन कोनौ ने उसकी अन्तिम व्याख्या की है, उसके अनुसार उस लेख का अभिप्राय यों है:—

"महाक्षत्रप रजुल की अग्र-महिषी, युवराज खरओस्त की बेटी......की माँ, अयसिय कमुइअ ने अपनी माँ......दादी......भाई ...और भतीजी सहित राजा मुकि और उसके घोड़े की भूषा कर के शाक्य-मुनि बुद्ध का शरीर धातु प्रतिष्ठापित किया, और स्तूप और संघाराम भी, सर्वास्तिवादियों के चातुर्दिश संघ के परिग्रह के लिए।

युवराज खरओस्त कमुइअ ने कुमार......को भी इस कार्य में सहमत किया। महाक्षत्रप रजुल के बेटे क्षत्रप शुडस ने गुहाविहार को यह पृथिवी-प्रदेश दिया, महाक्षत्रप कुसुलुक पतिक मेवकि मियिक क्षत्रप की पूजा के लिए, सर्वास्तिवादियों के परिग्रह में, सब बुद्धों धर्म और संघ की पूजा के लिए, समूचे सकस्तान की पूजा के लिए..................।"

આ સિંહધ્વજમાં તો મહાત્મા બુદ્ધને લગતી બધી બાબતો વર્ણવાયલી છે.

× પુ. ૨, મુખચિત્ર.

* સાંચીના સ્તૂપના લેખમાં અપાયલું દાન એ ગુપ્તવંશીય ચંદ્રગુપ્ત બીજાના વખતમાં થયું છે અને તેની હકીકત સર કનિંગહામે લખી છે તેનો ઉતારો અહીં આપું છું તેથી સ્પષ્ટ હકીકત જણાશે.

કેટલેક સ્થળે મૂળ ભાષાના અજ્ઞાનથી અપભ્રંશો પણ એવી રીતે કલ્પ્યા છે કે વાંચનારને આશ્ચર્ય ઉપજ્યા વગર રહે નહિં.

શાકટાયન અને કાત્યાયન એ પરસ્પરનો અપભ્રંશ માન્યો છે.

કાત્યાયનને કાન્વાયન માનવા મથે છે.

કોટિન ને કૌડિન્યનો અપભ્રંશ માન્યો છે.

સાંચી શબ્દને સચ્ચપુરીનો અપભ્રંશ માને છે.

શૌરિ એ ચૌરિનો અપભ્રંશ બતાવ્યો છે.

આ બધી ઇતિહાસમાં ઘાતક ને અનર્થકારક બિનાઓ છે.

સરસ્વતીના ફોટાની જે વિકૃતિ કરી છે તેને માટે તો શ્રી. સારાભાઈ નવાબને પણ લખવું પડ્યું છે કેઃ—

" અજાયબની વાત તો એ છે કે ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ જેવા ઇતિહાસના વિષયમાં રસ લેનાર મહાશય પોતાના "પ્રાચીન ભારતવર્ષ" નામના ગ્રન્થનાં પહેલા ભાગમાં મુખચિત્ર તરીકે આ સરસ્વતીની મૂર્તિને **કલ્પિત મસ્તક અને જમણા હાથમાં માળા સહિત રજૂ કરે છે.** અને એ રીતે ઇતિહાસને મહાન્ અન્યાય આપે છે×"

---

But, if my chronology of the Guptas be correct, we have the most clear proof of the Buddhist belief of Chandragupta in FaHian's travels. P. 155.

It is even possible that Chandragupta may have professed Buddhism in the *early* part of his reign, and Vaishnavism in the latter part; for the difference between the two is more nominal than real. P. 157

'Bhilsa Topes.'

× 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૧, અંક ૧૨, પૃ. ૪૨૧

વિશેષ આશ્ચર્યકારક ઘટના તો એ છે કે જે પુસ્તકના ઉતારાઓ કે મતો તેમણે લીધા છે તેના આસપાસના ફકરાઓના સંબંધને તોડી અધૂરા શબ્દોના ફકરાઓ પોતાની કલ્પનાને અનુકૂળ આવે એવા હોય તે ઉઠાવી લઇ, બીજાના મત તરીકે સ્થાપી તેનું શરણુ શોધ્યું છે અને તેમ કરી તે વિદ્વાનોને બદનામ કર્યા છે. આવી કુટિલતા પણ તેમાં વાપરવામાં આવીx છે.

બીજી તરફ ઐતિહાસિક પુરુષોએ* અન્વેષણથી શોધી કાઢેલી સત્ય હકીકતો રજૂ કરવા માટે સલાહ આપી છે છતાં તેનો સર્વસ્રોઽહં બની સ્વીકાર કરાયો નથી.

આવી આવી હકીકતો જ્યારે વાંચવામાં આવે ત્યારે સ્હેજે એમ માનવાનું કારણ મળે કે પુસ્તકનો મૂળ ઉદ્દેશ ખરી હકીકતો રજૂ કરવાનો નહીં પણ કંઇક જુદો જ હોવો જોઇએ. વળી તેના સમગ્ર વાચનથી એવો અવ્યક્ત ધ્વનિ નીકળી આવે છે કે—" ઠીક છે, આ પણ ઇતિહાસ થઇ જશે ને! ભવિષ્યમાં આપણો પણ એક ઐતિહાસિક તરીકે મત ગણાઇ જશે ને? એ પણ હકીકતે બની જશે ને?

આવા બધા અનર્થો પુસ્તકમાં ભર્યા પડયા હોવા છતાં લેખક લખે છે—

" આખા ગ્રન્થમાં સંશોધક દૃષ્ટિએ કામ લીધે જવાયું હોવાથી પાને પાને નવીન જ હકીકત દેખાયા કરે છે."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૭ પ્રશસ્તિ

---

x Bhilsa Topes by Cunningham

* मुनिराज श्री कल्याणविजयजीए પુ. ૧, પૃ. ૨૧૫ ઉપર બતાવેલી હકીકત

જેમ અશોક અને પ્રિયદર્શિન વચ્ચેનો ભેદ* અને ભ્રમ ફોડી નંખાયો છે, તેમ પ્રથમ પરિશિષ્ટમાં સુદર્શન તળાવની રચનાનું કારણ તથા તેના કર્ત્તા રૂદ્રદામન× ક્ષત્રપને ગણવામાં આવ્યો છે તે બન્ને બિનાનું સ્વરૂપ ઉથલાવી નંખાયું છે.

પુ. ૨, પૃ. ૨૧. પ્રશસ્તિ.

---

* એ ભેદ ને ભ્રમ ફોડી નાંખવાની ભ્રાંતિ ત્યાં સુધી છે જ્યાં સુધી '**અશોકના શિલાલેખો પર દૃષ્ટિપાત**' અને '**भारतीय अनुशीलन**' માં ओस्लो युनिवर्सिटीना प्रोफेसर डॉ स्टीन कोनौनो લેખ વાંચ્યો નથી. એ એ વાંચે પછી તેનો શો જવાબ છે? ડૉ. સ્ટીન કોનો જે લખે છે તે આ છેઃ—

When Asoka was king Bindusara's Viceroy in the Takshasila country, and it is found in the Aramic inscription which Sir John found at Sirkap.

According to the late Professor Andreas this record mentions a certain Romedata, evidently an Iranian, as 'town-friend' of Nagaruta, praises his [zeal, and also gives the name of the *Governor* or *Viceroy Priyadarsi.*

*Priyadasrhi is of course the well-known disignation of the later emperor Asoka* and Romedata must have been his chief official in a place called Nagaruta.

Dr. Sten Know.

प्रो. एण्ड्रिएस के मतानुसार इसे रोमदत्त नामके नगरूत के नगरमित्रने अपने कार्यों की प्रशंसा में खुदवाया था; सम्राट् विन्दुसार के प्रतिनिधि प्रियदर्शी (अशोक) का इस में उल्लेख है ।

भारतीय अनुशीलन, पृ. ७

× આ ભ્રાંતિ પણ મારું તાજેતરમાં પ્રકટ થનારું '**महाक्षत्रप रुद्रदामा**' નામનું પુસ્તક પ્રકટ થયું નથી ત્યાં સુધી જ રહેશે. પછી સુદર્શન તળાવની અને રુદ્રદામાની બન્નેની ભ્રાંતિ દૂર થઇ જશે, એવી આશા રાખું છું.

આ શબ્દો જ્યારે વાંચવામાં આવે છે ત્યારે સસ્મિત આશ્ચર્ય થયા વગર રહેતું નથી. અને મનમાં થઇ આવે કે જ્યાં કલ્પનાની જ ભરમાર છે ત્યાં આવાં આવાં 'વરને વખાણે વરની મા'ની માફક પોતાના પુસ્તકનાં ગુણગાન કરવામાં આવ્યાં છે અને અસત્યને સત્ય કહેતાં પણ સંકોચ થયો નથી. ઊલટું 'અહો રૂપમહો ધ્વનિઃ'નું પ્રદર્શન કરાયું છે ત્યાં શું કહેવું!

ખરી હકીકત તો એ છે કે-પોતાના પુસ્તકના પોતે ગુણ ગાય કે પોતાના થોડા મળતીયા અથવા તે વિષયના અનભિજ્ઞ માણસો પુસ્તક **વાચ્યાં વગર વખાણી** દે તે કરતાં તે વિષયના જાણકાર વિદ્વાનો **પુસ્તક વાંચીને** અભિપ્રાય આપે તે ઉપર પુસ્તકના સારાસારનો ને સત્યપણાનો આધાર રાખવો ઘટે.

લંબાણ બહુ થયું છે એટલે વાચકોને વધારે કંટાળો નહીં આપતાં એક વાત જરૂરી-ખૂબ જરૂરી કહી લઉં કે—

શ્રદ્ધા એક વાત છે, ઇતિહાસ બીજી વસ્તુ છે અને તે બન્નેને ગાઢ સંબંધ છે. ઇતિહાસ શ્રદ્ધાનો દીવો છે. ઇતિહાસ વગરની શ્રદ્ધા આંધળી છે. ખરો ઇતિહાસ જાણીને પોતાને ને પરાયાને જે શ્રદ્ધા થાય તે દૃઢતર, ચિરસ્થાયી ને વધુ વિશુદ્ધ બને છે.

પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનોની જૈનસાહિત્ય, જૈન ઇતિહાસ અને જૈનધર્મ પ્રત્યે જે શ્રદ્ધા ને આદર છે તે તેના ખરા ઇતિહાસને આભારી છે.

અંધશ્રદ્ધાથી ખોટી વસ્તુને પણ ખરી માનવી કે પરાયી વસ્તુને પોતાની માનવી એ પરિણામે શ્રદ્ધા અને વ્યક્તિત્વ બન્નેને નુકશાન કરે છે-નાશ કરે છે.

કોઇ પણ જાતના મતાગ્રહ કે **અંધશ્રદ્ધાથી ઇતિહાસને** વિકૃત કરવો એ **અધર્મ** છે, કારણ કે તેથી પરિણામે ધર્મ, શાસ્ત્રકારો અને ઇતિહાસકારો અપ્રતિષ્ઠિત અને અપ્રમાણિક ઠરે છે.

એટલે મારી ઇતિહાસના એક અભ્યાસી તરીકે, તેમજ ધર્મના એક આચાર્ય તરીકે પણ ફરજ છે કે-જગત્ સમક્ષ સાચી વસ્તુ રજૂ કરવી અને તે દ્વારા ધર્મ-શાસ્ત્ર અને ઇતિહાસની સચ્ચાઈ તરફ જગતને વાળવું. તેમાં જ શાસ્ત્રકારો, પૂર્વાચાર્યો અને ધર્મનું ગૌરવ છે.

અંતમાં હું એટલું ઇચ્છું કે ગુજરાતની પ્રજા, હકીકતોનું વિચારપૂર્વક તટસ્થ દૃષ્ટિએ અવલોકન કરતી થશે તો પણ પુસ્તકનો હેતુ પાર પડ્યો ગણાશે.

આ પુસ્તક લખવામાં શ્રીયુત ફત્તેહચંદ બેલાણી-ન્યાય-વ્યાકરણ-તીર્થ-એ કેટલીક સહાયતા અને સૂચનાઓ આપીને તેમણે શિષ્ય તરીકેનું ઉજ્જ્વળ ઉદાહરણ પૂરું પાડ્યું છે.

પુસ્તકની સામગ્રી એકઠી કરવામાં સહાયક થનારા શિવગંજ (સિરોહી) તથા ફલોધી (મારવાડ)ના શ્રીસંઘોને ધન્યવાદ ઘટે છે.

ફલોધી (મારવાડ)
શ્રાવણ
ધર્મ સં. ૧૫.

વિજયેન્દ્રસૂરિ

# પુસ્તકોનું સૂચિપત્ર



## જેનાં પ્રમાણો આ પુસ્તકમાં આપ્યાં છે

### ENGLISH.


| | | |
|---|---|---|
| 1 Age of Imperial Guptas | R. D. Banerji | 1933 |
| 2 Ancient India and Indian Civilization. | M. R. Dobie | 1934 |
| 3 Ancient Indian Tribes Vol. I. | Bimala Charan Law. | 1926 |
| 4 „ „ „ Vol. II | „ | 1934 |
| 5 Ancient Indian History and Civilization. | R. C. Majumdar, | 1927 |
| 6 Ancient Indian Historical Civilization. | F. E. Pargiter | 1922 |
| 7 Ancient Geography of India ( Sir Cunningham's ) | S. Majumdar Sastri. | 1924 |
| 8 Asoka. | R. Mookerji. | 1928 |
| 9 Asoka Text and Glossary Vol. I. | A. C. Woolner | 1924 |
| 10 „ „ „ „ Vol. II | „ | „ |
| 11 Asokan Rock at Girnar | Gaekwad's....... Series | 1936 |
| 12 Aux Temps des Mauryas | L. Vallee Poussin | 1935 |

| | | | |
|---|---|---|---|
| 13 | Beginning of Buddhist Art. | L. A. Thomas & F. W. Thomas. | 1914 |
| 14 | Bharhut Inscriptions. | Barua & Sinha. | 1926 |
| 15 | Bhilsa Topes. | Sir Cunningham | 1854 |
| 16 | Buddhist Art in India | A. C. Gibson | 1901 |
| 17 | Buddhist India. | T. W. Rhys Davids. | 1903 |
| 18 | Buddhist Records of Western World. | Beal | Popular edition. |
| 19 | Buddhistic Studies | Bimala Charan Law. | 1931 |
| 20 | Cambridge History of India. Vol. I | E. J. Rapson | 1935 |
| 21 | A Catalogue of The Indian Coins in the British Museum. | E. J. Rapson M. A. | 1908 |
| 22 | Chronology of Ancient India. | S. N. Pradhan | 1927 |
| 23 | Dynastic List in Kali Ages. | F. E. Pargiter | 1913 |
| 24 | Dnasties et Histoire de L,Inde. | V. Poussin | 1935 |
| 25 | Early History of India | V. A. Smith | 1924 |
| 26 | Early Inscriptions of Bihar and Orissa | A. Banerji Sastri | 1927 |
| 27 | Early History of Kausambi | N. Ghosh | 1935 |

| | | |
|---|---|---|
| 28 Geography of Early Buddhism | B. C. Law | 1932 |
| 29 Geographical Dictionary of Ancient and Mediaeval India | Nandolal Dey | 1927 |
| 30 Guide to Sanchi | John Marshall | 1928 |
| 31 Hinduism and Buddhism Vol. I | Sir Charls Eliot | 1921 |
| 32 „ „ „ Vol. III | „ | „ |
| 33 Hindu Civilization. | R. Mookerji | 1936 |
| 34 Hindu History | A. K. Majumdar | 1920 |
| 35 Historical Inscriptions of Gujarat Pt. I | G. V. Acharya | 1933 |
| 36 History of Orissa Vol. I | R. D. Banerji | 1930 |
| 37 History of North-Eastern India | R. G. Basak | 1934 |
| 38 History of India | K. P. Jayswal | 1933 |
| 39 Kalpa Sutra | Herman Jacobi | 1879 |
| 40 Kharoshthi Inscriptions: Corpvs Inscriptionvm Indicarvm Vol. II, Pt. I | Dr. Sten Konow | 1929 |
| 41 Life of Buddha | W. W. Rockhill | 1907 |
| 42 Life of Buddha | E. J. Thomas | 1931 |
| 43 Mahavamsa | Wilhelm Gieger | 1934 |

| | | | |
|---|---|---|---|
| 44 | Man and Thought in Ancient India | R. Mookerji | 1924 |
| 45 | Memories of the Archaeological Survey of India | B. C. Law | 1935 |
| 46 | Old Brahmi Inscriptions | B. Barua | 1929 |
| 47 | On Yuan Chwang Travels in India Vol. I. | T. Watters. | 1905 |
| 48 | ,, ,, Vol. II | ,, | ,, |
| 49 | Political History of Ancient India. | Raychaudhari. | 1932 |
| 50 | Prakrit Sanskrit Inscriptions. ( Collection ) | Maharaja of Bhavnagar. | ... |
| 51 | Sanskrit English Dictionary (New Edition) | Sir Monier William. | I899 |
| 52 | Some Kshatriya Tribes of Ancient India. | Bimala Charan Law. | 1924 |



# प्राकृत–पाली ग्रन्थो

| | | |
|---|---|---|
| ५३ अभिधान राजेन्द्र कोश पंचम विभाग | श्री राजेन्द्रसूरि | १९२१ |
| ५४ आचारांगसूत्र सटीक भा॰ १ | सिद्धचक्र साहित्य प्रचारक समिति | १९३५ |
| ५५ „ भाषांतरयुक्त | रवजीभाइ देवराज | १९०६ |
| ५६ आवश्यक सूत्र सटीक ( मलयगिरि टीका ) | आगमोदय समिति | १९२८ |
| ५७ आवश्यक सूत्र सटीक ( हारिभद्रीय टीका ) | „ | १९१७ |
| ५८ आवश्यक सूत्र चूर्णि पूर्वभागः (जिनदास कृत) | ऋषभदेव केसरीमल पेढी रतलाम | १९२८ |
| ५९ „ „ चूर्णि उत्तरभागः | „ | १९२८ |
| ६० उत्तराध्ययनानि ( कमलसंयमी टीका ) | विजयधर्मलक्ष्मी ज्ञानमन्दिर | १९२३ |
| ६१ उत्तराध्ययन बृहद्वृत्ति ( शान्त्याचार्य कृत ) | देवचन्द लालभाइ पु॰फण्ड | १९१६ |
| ६२ उत्तराध्ययनानि ( भावविजयजी टीका ) | जैन आत्मानन्द सभा | १९१५ |
| ६३ उवासगदसाओ | ए॰ एफ॰ रुडॉल्फ होर्नल | |
| ६४ कल्पसूत्र मूल | सं॰ विजयमेघसूरि | १९३३ |
| ६५ कल्पकौमुदी | शान्तिसागर | १९३६ |
| ६६ कल्पसूत्र किरणावलि वृत्ति | जैन आत्मानंद सभा | १९२२ |
| ६७ „ दीपिका टीका | श्री जयविजय कृत | १९९१ |
| ६८ „ सुबोधिका टीका | जैन आत्मानंद सभा | १९१५ |

| | | |
|---|---|---|
| ६९ कुमारपालप्रतिबोध | गायकवाड सिरिझ | १९१४ |
| ७० दशवैकालिक सूत्र चूर्णि | ऋषभदेव केसरीमल पेढी रतलाम | १९३३ |
| ७१ „ सानुवाद | भीमसिंह माणेक | १९०० |
| ७२ दीघ निकाय | | |
| ७३ निरयावलियाओ | प. एस. गोपाणी, वी. जे. चोकसी | १९३४ |
| ७४ पंचप्रतिक्रमण | श्री जैन धर्म प्रसारक सभा | ... |
| ७५ प्रवचनसारोद्धार सटीक पूर्वार्द्ध | देवचन्द लालभाई | १९२२ |
| ७६ „ „ „ उत्तरार्द्ध | „ पु० फण्ड | १९२६ |
| ७७ प्रश्नव्याकरण सूत्र | आगमोदय समिति | |
| ७८ पाइअसद्दमहण्णवो | पं. हरगोविन्ददास टी. शेठ | १९२८ |
| ७९ बृहत्कल्पसूत्र | सं. डॉ. शुब्रींग | |
| ८० भगवतीसूत्र तृतीय खण्ड | सं. पं. बहेचरदास | १९८८ |
| ८१ मज्झिमनिकाय | राहुल सांकृत्यायन | १९३३ |
| ८२ भवभावना प्रथम भाग | मलधारी श्रीहेमचंद्र | १९९२ |
| ८३ महावीरचरिअं ( श्री नेमिचन्द्र कृत ) | सं. मुनि चतुर-विजयजी | १९७३ |
| ८४ महावीरचरिअं ( श्री गुणचन्द्र कृत ) | देवचन्द लालभाइ पु०फण्ड | १९२९ |
| ८५ रायपसेणियंसि पएसिकहाणयं | पी. एल. वैद्य | ... |
| ८६ वसुदेव हिण्डि प्रथम खण्ड प्रथमांश | जैन आत्मानंद सभा | १९३० |
| ८७ „ „ द्वितीयांश | „ | १९३१ |
| ८८ विधिपक्ष गच्छीय प्रतिक्रमणसूत्र | श्री० भीमसिंह माणेक | ... |
| ८९ विविध तीर्थकल्प | सं.श्री.जिनविजयजी | १९३४ |
| ९० स्थानांग सूत्र सटीक पूर्वार्द्ध | आगमोदय समिति | १९१८ |
| ९१ „ „ उत्तरार्द्ध | „ | १९२० |

# संस्कृत ग्रन्थो

| | | | |
|---|---|---|---|
| ९२ | अभिधान चिन्तामणि भा. प्रथम | यशो०ग्रन्थ० | वी.सं.२४४१ |
| ९३ | „ „ भा. द्वितीय | „ | „ २४४६ |
| ९४ | अथर्ववेद | ... | ... |
| ९५ | ऋषभपंचाशिका | प्रो० हीरालाल कापडिया | १९३३ |
| ९६ | कल्पद्रुकोश | श्री रामावतार शर्मा | १९२८ |
| ९७ | कविकल्पद्रुम | वोपदेव | ... |
| ९८ | काव्यमीमांसा | गायकवाड सिरिझ | १९३४ |
| ९९ | काव्यानुशासन | हेमचन्द्राचार्य | १९३४ |
| १०० | त्रिषष्ठिशलाका पु.चरित्र पर्व ४ | „ | १९६२ |
| १०१ | „ „ „ ८ | „ | १९६४ |
| १०२ | „ „ „ १० | „ | १९६५ |
| १०३ | नाट्यशास्त्र भाग द्वितीय | गायकवाडसिरीझ | १९३४ |
| १०४ | पट्टावलिसमुच्चय | सं. मुनि दर्शनवि० | १९३३ |
| १०५ | परिशिष्टपर्व | प्रो. हर्मन जेकोबी | १९३२ |
| १०६ | पाण्डवचरित्र गद्य | यशोवि०ग्रन्थ० | वी.सं.२४३८ |
| १०७ | भरतेश्वरबाहुबलिवृत्ति प्रथम भाग | देवचंदलालभाइ फंड. | १९३२ |
| १०८ | „ „ द्वितीय „ | „ | „ |
| १०९ | „ हस्तलिखित. आ. विजयेन्द्रसूरिना संग्रहमांथी | | ... |
| ११० | मत्स्यपुराण | आनन्दाश्रमग्रन्था०. | १९०७ |
| १११ | महाभारत | कृष्णाचार्य तथा व्यासाचार्य | १९०८ |
| ११२ | वाचस्पत्याभिधान | पं. तारानाथ | |

| | | | |
|---|---|---|---|
| ११३ | वायुपुराण | आनन्दाश्रमग्रन्था० | १९०५ |
| ११४ | शब्दस्तोममहानिधि | पं. तारानाथ | १९१४ |
| ११५ | शब्दचिन्तामणि | सवाइलाल छोटालाल वोरा | १९५६ |
| ११६ | शब्दार्थचिन्तामणि | पं. सुखानन्द | १९२१ |
| ११७ | सिद्धान्तकौमुदी | पं. वासुदेव लक्ष्मण शास्त्री. | १९३३ |
| ११८ | स्कन्द पुराण | व्यासमुनि | ... |
| ११९ | हीरसौभाग्य काव्य | सं. पं. शिवदत्त | १९०० |



# हिन्दी पुस्तको

| | | |
|---|---|---|
| १२० अयोध्या का इतिहास | लाला सीताराम बी. ए. | १९३२ |
| १२१ अशोक के धर्मलेख | जनार्दन भट्ट एम. ए. | १९८० |
| १२२ आर्यदेश दर्पण | मु. शान्तिविजयजी | १८८७ |
| १२३ गुप्तवंश का इतिहास | रघुनन्दनशास्त्री एम.ए. | १९३२ |
| १२४ चन्द्रगुप्त विक्रमादित्य | गंगाप्रसाद म्हेता एम.ए. | १९३२ |
| १२५ तिब्बत में सवा वरस | राहुल सांकृत्यायन | १९९० |
| १२६ बुद्धचर्या | ,, ,, | १९८८ |
| १२७ बौद्धकालीन भारत | जनार्दन भट्ट एम.ए. | १९८२ |
| १२८ फाहियान | जगमोहन वर्मा | १९७६ |
| १२९ भगवान् पार्श्वनाथ | बाबू कामताप्रसाद जैन | ,, १९२८ |
| १३० भारत के राजवंश | पं. विश्वेश्वरनाथ रेउ | ... |
| १३१ भारत और उसके निवासी | जयचन्द्र विद्यालंकार | १९८७ |
| १३२ भारतीय इतिहास की रूपरेखा ,, ,, ,, जि.१. | ,, | ,, १९३३ |
| १३३ ,, ,, ,, जि.२. | ,, ,, | ,, |
| १३४ भारतीय अनुशीलन | हिन्दी साहित्य सम्मेलन प्रयाग | १९९० |
| १३५ भोपाल स्टेट का भूगोल | ... | ... |
| १३६ महाराज खारवेल के शिलालेख का विवरण | काशीप्रसाद जयस्वाल नागरी प्रचारिणी सभा काशी | १९२८ |
| १३७ वीर निर्वाण संवत और जैन कालगणना | मुनिराज श्री कल्याणविजयजी | १९८७ |
| १३८ ह्युएनसांग का भारतभ्रमण | ठाकुरप्रसाद शर्मा | १९२९ |

## બંગાલી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| १३९ | पाणिनि (परिष्कृत संस्करण) | रजनीकान्त | १९२८ |
| १४० | वंगीय महाकोश (Encyclopaedia Bengalensis) | अमूल्यचरण विद्याभूषण | ... |
| १४१ | वौद्धयुगेर भूगोल | विमलचरण लॉ | १९३४ |
| १४२ | वौद्धग्रन्थ कोश (पिटक ग्रन्थावलि संख्या) | वेणीमाधव बरूआ | १९३६ |
| १४३ | वौद्ध भारत | शरत्कुमार रॉय | १९३१ |
| १४४ | विश्वकोश (वंगला) (Encyclopaedia Indica) | नगेन्द्रनाथ वसु | वं.सं.१२९२ |

## ગુજરાતી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧૪૫ | કલ્પસૂત્ર બાલાવબોધ | શ્રી રાજેન્દ્રસૂરિ | ૧૯૩૨ |
| ૧૪૬ | જૈન સાહિત્ય સંબંધી લેખનો સંગ્રહ | જૈનધર્મ પ્રસારક સભા | |
| ૧૪૭ | પાંડવચરિત્ર | ભીમસિંહ માણેક | ૧૯૧૨ |
| ૧૪૮ | પ્રાચીન તીર્થમાળા સં. ભા. ૧ | ગુરુદેવ વિજય-ધર્મસૂરિ | ૧૯૭૮ |
| ૧૪૯ | ભરતેશ્વરબાહુબળિવૃત્તિ ભાષાં૦ | અનુ૦ શ્રી મોતીચંદ ઓધવજી | ૧૮૯૮ |
| ૧૫૦ | રાયપસેણઇય સૂત્ર | અનુ૦ પં. બ્હેચરદાસ દોશી | ૧૯૩૫ |
| ૧૫૧ | હિન્દુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી | ૧૯૯૧ |

# Journals.

152 Epegraphia Indica Vol. II
153 „ „ Vol. X
154 „ Karnatica Vol. II
155 Asia. 1934
156 Indian Antiquary. 1891
157 Indian Historical Quarterly Vol. IX
158 „ „ „ Vol. X
159 Journal of Andhra Historical Research Society Vol. 9
160 Survey of India Map-Sheet No. 63.
१६१ सुधा १९३६
૧૬૨ જૈન સત્ય પ્રકાશ વર્ષ ૧
૧૬૩ જૈન સાહિત્ય સંશોધક ખંડ ૧
૧૬૪ „ ખંડ ૩



# વિષયાનુક્રમ.

जगत्पूज्यश्रीविजयधर्मसूरीश्वरगुरुभ्यो नमः।

# "પ્રાચીન ભારતવર્ષ"નું સિંહાવલોકન.



## પ્રથમ ભાગ.

:૧:

"પ્રાચીન ભારતવર્ષ" નામનું ડૉ. ત્રિભુવનદાસ શાહનું પુસ્તક વાંચતાં તેમાંનાં કેટલાક સ્થળોમાં ઐતિહાસિક દૃષ્ટિએ કંઇક શંકા પેદા કરે તેવા લખાણો મારા વાંચવામાં આવ્યા, એટલે તે પુસ્તક આગળ ને આગળ વાંચવા મન લલચાયું.

જેમ જેમ તે પુસ્તક વાંચતો ગયો તેમ તેમ તેમાં ઐતિહાસિક દૃષ્ટિએ વિરુદ્ધ, કેટલીક બિનપાયાદાર અને અસત્ય હકીકતો જાણવામાં આવી. એટલે તે બારીક દૃષ્ટિએ તપાસવાનો મનસૂબો થયો.

વાંચતાં વાંચતાં એક વસ્તુ મને જરૂરી જણાઇ કે-જિજ્ઞાસા દૃષ્ટિએ તેમની પાસેથી જ મારે એમાંની હકીકતો સંબંધી ખુલાસા મેળવવા. એ વિચાર કરી મેં તેમની સાથે પ્રશ્નચર્ચા કરી.

એ પ્રશ્નચર્ચાનું પરિણામ એક ઇતિહાસવિજ્ઞ તરીકે આવવું જોઇએ તે ન આવ્યું. બલ્કે તેનું પરિણામ ઊલટી રીતે મને પોતાને તો એમ જણાયું કે–મારી પ્રશ્નચર્ચાથી તેઓ કંઇક છેડાઇ ગયા હોય એમ લાગ્યું. કદાચ આ ધારણા ભૂલભરેલી પણ હોય પરન્તુ તેમણે જે રીતે એ ચર્ચામાં ભાગ લીધો અને જવાબો આપ્યા તેની જે શૈલી છે તે શૈલીથી ઇતિહાસપ્રેમી કોઇ પણ વિદ્વાન્ એમ જ સમજે.

"પ્રાચીન ભારતવર્ષ" તપાસ્યા પછી મને એમ ચોક્કસ થયું કે એ પુસ્તકની હકીકતો જો એજ રૂપમાં રહી જાય તો પ્રાચીન કાળથી લઇ કરી અત્યાર સુધીનો ઇતિહાસ, શાસ્ત્રો, ઇતિહાસના પ્રમાણો અને ભૌગોલિક નકશાઓ એ બધુંજ અસત્ય ઠરે. એટલું જ નહીં "પ્રાચીન ભારતવર્ષ" ની અસત્ય બિનાઓ–હકીકતો સત્ય સ્વરૂપે રહી જાય એ તો ઠીક પણ સાહિત્યમાં ને ઇતિહાસમાં ભારે અનર્થકારક થઇ પડે.

બીજી મહત્ત્વની વાત મને એ લાગી કે અત્યાર સુધી જૈન ઇતિહાસકારો સાહિત્ય ને ઇતિહાસ–ક્ષેત્રમાં પ્રતિષ્ઠિત ને પ્રમાણિત મનાતા આવ્યા છે, જ્યારે "પ્રાચીન ભારતવર્ષ"માં આલેખેલી હકીકતો ઉપર કાંઈ પણ અન્વેષણ કે ઊહાપોહ કરવામાં ન આવે તો માત્ર "પ્રાચીન ભારતવર્ષનું પુસ્તક કે માત્ર ડૉ. ત્રિભુવનદાસ લ. શાહ જ નહીં પણ ભૂતકાળના અને વર્તમાન કાળના બધા ય જૈન ઇતિહાસકારોને અપ્રમાણિત ઠરાવવાનો ભવિષ્ય કાળની પ્રજાને અને

ઇતિહાસકારોને અવકાશ મળે, એટલે ભૂતકાલીન અને વર્તમાનકાલીન જૈન શાસ્ત્રો ને જૈન ઇતિહાસકારોની પ્રતિષ્ઠા જાળવવાને માટે પણ આ પ્રયત્ન કરવો મને જરૂરી લાગ્યો છે. એટલે થોડાક જરૂરી મુદ્દાઓ શાસ્ત્રના, ઇતિહાસના ને ભૂગોળના પ્રમાણો સાથે અહીં ચર્ચ્યા છે.

: ૨ :

## મહારાજા ખારવેલ અને આજીવિક મતનો સંબંધ

" પ્રાચીન ભારતવર્ષ " માં ચક્રવર્તી મહારાજા ખારવેલ( કલિંગપતિ )ને આજીવિકમતના બતલાવવામાં આવ્યા છે.

" ખારવેલ આજીવિક મતાનુયાયી હતો. "

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૨૯ની ટી. ૫૩.

તે સંબંધી તેમને પૂછી જોતાં તેઓ તૈયાર થનારા તેમના ત્રીજા ભાગમાંનું જીવનચરિત્ર જોવાનું બતાવે છે. સાથે સાથે પુસ્તકમાં અન્ય સ્થળે ખારવેલને જૈન મતાનુયાયી પણ જણાવે છે. બીજી તરફ આજીવિક મતને જૈન ધર્મની શાખા તરીકે બતાવે છે. તેમ કરવામાં તેઓ ઇતિહાસકાળ–ખારવેલનો સમય અને વર્તમાનકાળનો ભેદ પણ ભૂલી જાય છે. એટલે આજીવિક મત સંબંધી કે ખારવેલનો કયો ધર્મ હોઇ શકે તે સંબંધી નિશ્ચિતરૂપે તેઓએ કશું પ્રતિપાદન કર્યું નથી, પ્રમાણ આપ્યું નથી, સમજાવ્યું નથી. તેઓ એ બધામાં મુંઝાઇ ગયા દેખાય છે.

વળી મહારાજા ખારવેલ અમુક ધર્મના ન હતા માટે અમુક ધર્મના હતા એમ કલ્પના કરી નિર્ણય બાંધે છે. વાસ્તવમાં એ ઐતિહાસિક હકીકત ન કહેવાય. હકીકત પાછળ પ્રમાણો જોઇએ. કલ્પના એ ઇતિહાસ નથી.

આગળ જતાં કહે છે—

"મતલબ કે, તેમને જૈન કે આજીવિકમતનો ગમે તે લેખવતાં છતાં તે વૈદિક કે બૌદ્ધ નહોતો."

જૈન ૧૯–૪–૩૬.

જો આવું જ ઇતિહાસમાં લખવું હોય કે લખાતું હોય અને લોટાને હાંડાની કલ્પના કરીને અને પત્થરાને સોનાની કલ્પના કરીને કે પત્થરને તાંબુ લેખવીએ કે સોનું લેખવીએ એમ જો લખાતું હોય તો ઇતિહાસ લખવાની ને ઇતિહાસનું નામ આપવાની જરૂર ન હોય. ગમે તે હકીકતને ગમે તે રીતે ઉલટાવી નાખવી કે ગમે તેની હકીકત ગમે તેને નામે ચડાવી દેવી તેને ઇતિહાસના નામે કોણ ઓળખે?

## ખારવેલની ખરી હકીકત

હવે મહારાજા ખારવેલ સંબંધી ખરી હકીકત શી છે તે તપાસીએ અને તેના પ્રમાણો જોઇએ.

'પ્રાચીન ભારતવર્ષ'માં મહારાજા ખારવેલને આજીવિક મતના ઓળખાવ્યા છે એ આપણે ઉપર જોઇ ગયા. તે હકીકતને પૂરવાર કરવા તેમણે તે વખતે પ્રચલિત ધર્મોનું અવલંબન લીધું છે. પરન્તુ તેમણે તે માટે પણ કાંઇ

ઐતિહાસિક પુરાવાઓ આપ્યા નથી. તેમણે તો પ્રશ્નચર્ચામાં એટલું જ લખ્યું છે કે:–

"તે સમયે મુખ્ય ત્રણ ધર્મો–વૈદિક, બૌદ્ધ અને જૈન –જે પ્રવર્તી રહ્યા હતા." જૈન ૧૯–૪–૩૬

એ ત્રણ ધર્મની હકીકત પણ બિનપાયાદાર અને અસત્ય છે. આ લખાણમાં તો તેમણે એક અસત્યને છૂપાવવા જતાં બીજું મોટું અસત્ય લખી નાખ્યું. હકીકત એમ છે કે તે વખતના ધર્મો બાબત અશોકના સાતમા શાસન-સ્તંભ પરથી જણાય છે કે–તે સમયે મુખ્યત્વે ત્રણ નહિં. પણ ચાર ધર્મો પ્રચલિત હતા.

બૌદ્ધ, આજીવિક, બ્રાહ્મણ અને નિર્ગ્રંથ (જૈન).

જુઓઃ—

In the business of the *Sangha*, too, has it been ordained by me that these (Dharma-Mahāmātras) shall be employed: *similarly* has it been ordained by me that these shall be employed among *Brāhmana*, and *Ājivika-ascetics*; among Nirgranthas, too ........

( Asoka P. 190 By R. Mookerji )

મારા શાસનાનુસાર આ ધર્મ–મહામાત્રો (બૌદ્ધ) સંઘના કાર્યમાં તથા બરાબર તેવી જ રીતે બ્રાહ્મણ અને આજીવિક સાધુઓમાં પણ અને વળી નિર્ગ્રન્થોમાં પણ વપરાશે.

ઉપર્યુક્ત પ્રમાણુથી સૌ કોઇ સ્વીકારી શકશે કે તે સમયે ત્રણ ધર્મો નહીં પણ **ચાર ધર્મો** પ્રચલિત હતા.

ડૉ. શાહે તે સમયમાં ત્રણ ધર્મો ગણાવી સ્વમતનું સમર્થન કરવા માટે તે સમયે આજીવિક મતને જૈનધર્મની અંતર્ગત કરી દેવામાં પણ મોટી ભૂલ કરી છે; કારણ કે તત્કાલીન સમયમાં આજીવિક મત અને જૈનધર્મ વચ્ચે પૂરેપૂરું વૈમનસ્ય હતું અને એક બીજાની ચડતી એકબીજાથી સાંખી શકાતી ન હતી.

વળી સ્વમંતવ્યની સિદ્ધિ માટે પુરાવારૂપે લખે છે કે-

"જૈન સાહિત્ય સંશોધક" માં રાજા ખારવેલને આજીવિક મતાનુયાયી જણાવ્યા છે."

આ પુરાવાની બાબત પણ તદ્દન અસત્ય દેખાય છે, કારણ કે ઉપરોક્ત ત્રૈમાસિકમાં શબ્દશઃ તપાસ કરતાં તેમાં ઉપરનું લખાણુજ મળતું નથી.

આવી રીતે મોં-માથા વગરની વાતો કરવી એ એક ઇતિહાસપ્રેમી માટે ઉચિત નથી.

વળી તેમના મંતવ્યને મનાવવા માટે તેઓ **બરાબર-ગુફાનું** સંરક્ષણ શોધે છે, પણ તે માટે **મહારાજા ખાર-વેલને બરાબર-ગુફા** સાથે શું સંબંધ-લાગતુંવળગતું છે તેનો પણ ખ્યાલ કરવામાં આવ્યો નથી લાગતો.

ખરી રીતે એ ગુફાઓ તો મહારાજા **અશોક** તરફથી આજીવિકોને **દાન કરાઇ** છે જ્યારે મહારાજા **ખારવેલે**

તો એ ગુફાઓ આજીવિકો પાસેથી પડાવી લીધી છે અને લેખમાંથી આજીવિક શબ્દ પણ ભૂંસાવી દીધો છે.

Then came Khārvela in the 2nd–1st. Century B. C. ( J. B. O. R. S., Vol. IV, Pt. IV, 1918 P. 368. ). He naturally *turned out the Ājivikas, Chiselled of their names* and put in his *Kalingan* troops in the *Bārabar caves.*

( Early Ins. of Bihār & Orissa. P. 137. By A. Banerji-Sāstri. )

પછી ઇ. સ. પૂ. ૨–૧ સૈકામાં ખારવેલ આવ્યો. .... તેણે કુદરતી રીતે આજીવિકોને કાઢી મૂકયા, તેઓના નામ ભૂંસી નાખ્યા અને બરાબર–ગુફામાં પોતાની કલિંગ ટુકડીઓને મૂકી.

હવે જો ખારવેલ મહારાજા આજીવિક હોત તો ઉપરોક્ત બિના કદી પણ સંભવત ખરી ?

ઊલટું આથી તો એમ સિદ્ધ થાય છે કે જે દલીલો તેમણે સ્વમન્તવ્યના સમર્થનમાં આપી છે તે જ દલીલો તેમનું જ સંપૂર્ણ ખંડન કરે છે, કારણ કે ગુફાઓની હકીકતથી તો એમ સિદ્ધ થાય છે કે તે મહારાજ ખારવેલ આજીવિક મતના વિદ્વેષી હતા.

બીજી મહત્ત્વની ને આશ્ચર્યની વાત એ બની છે કે એક તરફ ડો. ત્રિ. લ. શાહ મહારાજા ખારવેલને આજીવિક

મતના જણાવે છે અને બીજી તરફ વદતો વ્યાઘાતઃ ઊલટું બોલતા દેખાય છે. તેઓ લખે છે કેઃ

અને બૃહસ્પતિમિત્રને હરાવી જે જૈનમૂર્તિ કેટલાક વર્ષ પૂર્વે કલિંગમાંથી ઉપાડી જવામાં આવી હતી તે મૂર્તિ પાછી, પોતાના દેશમાં લેતો આવ્યો હતો.

—પ્રા. ભા. પુ. ૧, પૃ. ૩૫૧

આવો નિશ્ચયવગરનો અને અસંબદ્ધ ઉલ્લેખ ઇતિહાસના ગ્રંથમાં પણ થઇ શકે છે એ ભારે આશ્ચર્ય ઉપજાવે તેવું છે. એક તરફ મહારાજા ખારવેલને આજીવિક ગણાવવા અને બીજી તરફથી જિનમૂર્ત્તિ પાછી લઇ આવ્યાનો ઉલ્લેખ કરવો—એ બન્ને વસ્તુનો મેળ બેસે નહીં.

ખરી વાત એ છે કે—મહારાજા ખારવેલના ધર્મ સંબંધી યોગ્ય દિશામાં થોડો પણ પરિશ્રમ કરવામાં આવ્યો હોત તો તેના ધર્મ સંબંધી ઘણા ય ઐતિહાસિક આધારો મળી શક્યા હોત. અને ખારવેલનો કયો ધર્મ છે તે નિશ્ચિતરૂપે બતાવાઇ શકાયું હોત; કારણ કે ખારવેલનો કયો ધર્મ હતો એ સિદ્ધ કરવાને ઇતિહાસમાં અનેક પ્રમાણો ભર્યા પડ્યા છે. એ પ્રમાણોથી મહારાજા ખારવેલ આજીવિક મતના હતા એ શંકા પણ થવા પામત નહી. મહારાજા ખારવેલનો એક મૂળલેખ જ વાંચવામાં આવ્યો હોત તો પણ ખારવેલના ધર્મ સંબંધી નિશ્ચિત મંતવ્ય બાંધી શકાત. એ લેખનો ઉતારો હું બીજા પ્રમાણો સાથે ટાંકીશ.

## મહારાજા ખારવેલ કયા મતના ?

ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે ચક્રવર્તી મહારાજા ખારવેલ કયા મતના અનુયાયી હતા ? ઉપરના પ્રમાણોથી સિદ્ધ થઇ ચૂકયું કે—મહારાજા ખારવેલ **આજીવિક મતના ન હતા એટલું જ નહી, પણ ઉલટું તેના વિદ્વેષી હતા.**

ત્યારે તેમનો મત કયો હતો એ જાણવા માટે જરા ઉંડા ઉતરવું પડશે. પ્રાચીન ને અર્વાચીન ઇતિહાસકારોનો એવો મત છે અને હું પણ એમ માનું છું કે ચક્રવર્તી મહારાજા ખારવેલ ( કલિંગાધિપતિ ) **જૈન મતાનુયાયી** હતા. જૈન ધર્મ પ્રત્યે અપૂર્વ શ્રદ્ધા ધરાવતા હતા. તેને માટે પૂરાવાઓ અને શિલાલેખો ઘણા ય મૌજૂદ છે. ઇતિહાસ **મહારાજા ખારવેલની જૈનીયતાને પૂરવાર કરે છે.**

(૧) મહારાજા ખારવેલનો પોતાનો શિલાલેખ.

१ । नमो अरहन्तानं [।।] नमो सव—सिधानं [।।] ऐरेन वेरेन इति वा, महाराजेन, महा—मेघवाहनेन,...कलिंगाधिपतिना सिरि-खारवेलेन, पंदरस—वसानि......

१२ ।...मागधानं च विपुलं भयं जनेतो हथीसं गंगाय पाययति[,] मागधानं च राजानं वहसतिमितं पादे वंदापयति[ ] —नंदराज—नीतं कालिंग—जिनासनं अंग—मगधतो कलिंगं आनेति हय—गज—सेनवाहन—सहसेहि[,] अंग—मगध—वासिनं च पादे वंदापयति

( "Old B. Ins." by B. Barua P. 31-32. )

( 2 ) Dr. A. Banerji Shāstri puts forward a more convincing conjecture. He fastens the mischief on *Khārvela, a Jain.*

( " Asoka " P. 206. by R. Mookerji )

( 3 ) It is quite clear, we think, from the foregoing discussion that *King Khārvela was a Jain from his very birth.*

રાજા ખારવેલ જન્મથી જ જૈન હતો એમ સ્પષ્ટ રીતે પૂર્વની ચર્ચા ઉપરથી આપણે સમજી શકીએ છીએ.

( " Old Brahmi Ins. " P. 263 by. B. Barua. )

( 4 ) *But Khārvela was a Jain.*

પણ ખારવેલ જૈન હતો.

( " Early Ins. of Bihār and Orissa Lecture I. P. 2. by. B. Sāstri )

( ५ ) इस उत्पात के समाचार कलिंग के जैन राजा खारवेल को पहुंचाए।

( " वीर नि. संवत " पृ. ५० मुनि कल्याणविजयजी )

( ६ ) तथा राजा नन्दद्वारा लेजाई गई कलिंगकी जिनमूर्ति को...और गृहरत्नों को लेकर प्रतिहारोंद्वारा अंगमगधकी सम्पत्ति ले आया।

( " वी. नि. सं. " पृ. ५१. फुटनोट मुनि कल्याणविजयजी )

( 7 ) The contents of the Hathigumphā and other old Brāhmi inscriptions clearly prove that Jainism was the religious faith of king Khārvela, and other excavators of the caves on the *Kumāri Hill.*

.રાજા ખારવેલ અને કુમારીની ટેકરી ઉપરની ગુફાઓના અન્ય નિર્માતાઓનો **ધર્મ જૈન ધર્મ હતો** એમ હાથીગુંફાના લેખ અને બીજા પ્રાચીન બ્રાહ્મી લેખોની હકીકતથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે.

(" Old Brāhmi Ins." P. 260 By B. Barua.)

(8) The Hāthigumphā inscription goes to prove that Jainism had become the State religion of *Kalinga* even long before the reign of *Khārvela.*

હાથીગુંફાનો લેખ એમ સાબિત કરે છે કે ખારવેલના રાજ્યની અગાઉ ઘણા વખત પહેલાં જૈનધર્મ એ કલિંગનો રાજ્યધર્મ થયેલો હતો.

(" Old B. Ins." P. 260 By B. Barua )

( 9 ) That king Khārvela professed Jainism in common with his queens, sons, brothers, relative and royal servants. One cannot mistake that somehow or other the affection and honour, of the royal family, as well as, of the people of Kalinga, became bound up with that Jain-throne.

(" Old. B. Ins." P. 260 by B. Barua )

(10) *Khārvela, a Jain* with the traditional hostility of his comunity to the Ajivikas.

ખારવેલ જૈન હતો. તેને પોતાની કોમ માફક આજીવિકો પ્રત્યે પરંપરાગત વેર હતું.

("Asoka" P. 206 By R. Mookerji.)

(11) Invasion from the East (158 B. C.) Mahāmeghavāhan, Khārvela, Kshemrāja, a *powerful Jain king* of Kalinga-Capital Kalinganagari (Bhuvaneshwar?) tried like Asoka to establish a religious kingdom about 160 B. C.

**કલિંગના બળવાન જૈનરાજા મહામેઘવાહન, ખારવેલ ક્ષેમરાજ** જેની રાજધાની કલિંગ નગરી (ભુવનેશ્વર?) હતી, તેણે અશોકની માફક ધાર્મિક રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો.

("Hindu History" P. 633 Ed. 2nd. By A. K. Mazumdār.)

(૧૨) કલિંગના જૈનરાજા ખારવેલનો ઉદયગિરિ અથવા હાથીગુંફાનો લેખ કે. પી. જયસ્વાલ અને આર. ડી. બેનરજીના તંત્રીપણા નીચે સારી નકલો સાથે જર્નલ ઑફ ધી બીહાર અને ઓરિસ્સા રીસર્ચ સોસાઇટીના ત્રીજા પુસ્તકના પૃ૪ ૪૨૫ થી ૫૦૭ માં પ્રસિદ્ધ થયેલો છે.

(ગુ. વ. સોસાયટીનો હિન્દુસ્તાનનો પ્રા. ઇતિહાસ પૂર્વાર્ધ પૃ. ૨૭૪.)

(13) And it is certain that Khārvela himself was a Jain.

અને ખારવેલ પોતે જૈન હતો એ નિશ્ચિત છે.

(H. O. Vol. 7. P. 71. By R. D. Bannerji.)

( १४ ) "खारवेल जैन था, उडीसा का सारा राष्ट्र उस समय मुख्यतः जैन ही था।"

("भारतीय इ. रूपरेखा" जि. २. ज. विद्यालंकार पृ. ७१६)

( १५ ) बारहवें बरस...उत्तरापथके राजाओं को त्रस्त किया...मगधोंको भयभीत करते हुए अपने हाथीयोंको सुगांगेय पहुंचाया। मागध राजा बहसतिमित ( बृहस्पतिमित्र—पुष्यमित्र )को पैरों गिरवाया; राजा नंद की ले गई हुई कालिंग जिनमूर्त्ति को स्थापित किया...और अंग और मगध के धन को गृहरत्नोंकि प्रतिहारों सहित लिवा लिया...सैंकडों घोडे हाथी रत्न मानिक और अनेक मोती—मणि और रत्न पाण्डेय राजासे लिवाये।

("भारतीय इ. रूपरेखा जि. २. जयचन्द्र विद्यालंकार.) पृ. ७२४

ઉપરના આટલા બધા પ્રમાણોથી એ પુરવાર થાય છે કે મહારાજા ખારવેલ જૈન હતા. ઇતિહાસમાં આટલા બધા પ્રમાણો હોવા છતાં "પ્રાચીન ભારતવર્ષ" ના લેખકે આવી ગંભીર ભૂલ કેમ કરી હશે તે એક કોયડો છે.

આવી મહાન્ ઐતિહાસિક વ્યક્તિ ચક્રવર્તી મહારાજા ખારવેલને આવી અસત્ય રીતે ચિતરવો એ ઇતિહાસમાં

સર્વથા અક્ષન્તવ્ય જ લેખાય. માટેજ મારું માનવું છે કે ‘પ્રાચીન ભારતવર્ષ’માં પ્રમાણપૂર્વક અન્વેષણ બહુ જ ઓછું થયું દેખાય છે.

:૩:

## મનક મુનિનું અવસાન ક્યારે થયું ?

જૈન શાસ્ત્રગ્રન્થોમાં બાળ મુનિમનક અતિ પ્રસિદ્ધ વ્યક્તિ છે. જેને ઉપદેશ આપવા માટે એક આખા શાસ્ત્રની રચના થઇ હતી તે પણ શાસ્ત્રપ્રસિદ્ધ છે. તેમનું મૃત્યુ લગભગ ૮ થી ૯ વર્ષ થયાનું નોંધાયું છે. જ્યારે “પ્રાચીન ભારતવર્ષ”માં તેનો અવસાનકાળ બાર વર્ષનો લખવામાં આવ્યો છે. તેમાં લખ્યું છે કેઃ

“જૈન ગ્રંથમાં મનક નામના એક મુનિ બાર વર્ષની ઉમરેજ ( મ. સં. ૭૬માં ઇ. સ. પૂ. ૪૫૦ ) મરણ પામ્યાનું નોંધાયું છે.”

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૩૧.

આ બીનાં શાસ્ત્રીય અને ઐતિહાસિક દૃષ્ટિએ તપાસતાં અસત્ય ઠરે છે. તેમની સાથેની પ્રશ્નચર્ચામાં તેઓ લખે છે કે–

“પુસ્તકો તપાસી જોતાં ક્યાં ય ઉપરનો નિર્દેશ મળતો નથી.” જૈન ૧૯–૪–૩૬

“પ્રાચીન ભારતવર્ષ” પુસ્તકમાં તેઓ બાર વર્ષની ઉમર બતાવે છે, જ્યારે પ્રશ્નચર્ચામાં બાર વર્ષની ઉમરનો ઉલ્લેખ ક્યાં ય જોવામાં આવ્યાનો ઇનકાર કરે છે. વાચક–વર્ગ તેનો અર્થ એ કરી શકે કે પુસ્તક લખાતી વખતે

પુસ્તકોના આધારે કે ગ્રન્થોની તપાસ થઇ નથી. ગ્રન્થ લખતાં પહેલાં શાસ્ત્રગ્રન્થો તપાસવામાં આવે તો આવી ભૂલો થવા ન પામે.

વળી જે હકીકતના પુરાવારૂપે મનકમુનિનું દષ્ટાંત આપ્યું છે તે પણ બિનજરૂરી છે.

બીજી વાત એ મળે છે કે પુસ્તકમાં તેમની ઉમરની બાબતમાં શંકાસ્થાન નજરે પડતું નથી. બલ્કે ઊલટું સાક્ષ-વારી બતાવવાપૂર્વક **બાર વર્ષની ઉમરેજ** એમ શબ્દ લખાયો છે. આ શબ્દો તો એકાન્ત નિશ્ચયને સૂચવનારા છે અને તે પોતાનો છેવટનો નિર્ણય હોય એમ વાચકવર્ગને લાગે અર્થાત્ શાસ્ત્રીય પુરાવા વાચકવર્ગને અસત્ય લાગે. ઇતિહાસ લખવાની આ શૈલી નથી. આવી ભ્રામક શૈલીથી લખાયલા પુસ્તકો--અને તે ખાસ કરીને ઇતિહાસના પુસ્તકો ભવિષ્યમાં ભારે અંધાધુંધી કરી મૂકે. ઇતિહાસ-રચનામાં બહુ અન્વેષણ, વિદ્વાનોનો અને ગ્રન્થોનો ચિર-પરિચય અનિવાર્ય આવશ્યક થઈ પડે છે.

## મનક મુનિ કેટલી ઉમરે અવસાન પામ્યા ?

ઉપરની હકીકત તો બધી ભ્રામક અને અસત્ય ઠરી છે એટલે હવે એ નિર્ણય કરવો રહ્યો કે **મનક મુનિનું** મૃત્યુ કેટલા વર્ષે થયું હોવું જોઇએ. કેટલાક પ્રમાણોથી એમ નિશ્ચિત થઇ શકે છે કે તેમનું અવસાન લગભગ ૮ થી ૯ વર્ષની ઉમરે થયું હતું.

મનક મુનિની દીક્ષા, મૃત્યુ આદિ બાબતના સંબંધમાં દ. સૂ. ચૂ. નું નીચેનું પ્રમાણ અત્યંત આવશ્યક થઇ પડે છે.

( १ ) जदा सो अट्ठवरिसो जाओ, ताहे मायरं पूच्छई, को मम पिया?, सा भणइ तुब्भ पिया पव्वइओ,........आयरिया य तं कालं चंपाए विहरंति। सो दारओ गओ चम्पं।......सच्चित्तो पडुप्पणणो सो पव्वइओ, पच्छा आयरिया उवउत्ता. केवइ कालं एस जीवति? जाव छम्मासा ॥

જ્યારે તે આઠ વર્ષનો થયો ત્યારે તેણે માતાને પૂછ્યું કે મારા પિતા કોણ છે? તેણે જવાબ આપ્યો કે તારા પિતાએ દીક્ષા લીધી છે ...... અને આચાર્યાવસ્થામાં ચંપાનગરીમાં વિચરે છે. તે બાળક ચંપાનગરીમાં ગયો. તેણે ...... પ્રવ્રજ્યા ગ્રહણ કરી. પછી આચાર્યે જ્ઞાનનો ઉપયોગ આપ્યો કે તે કેટલો કાળ જીવશે! ત્યારે તેમને જણાયું કે તે બાળક છ માસ સુધી જીવશે.

( दश सू. चू. पृ. ६–७. )

ઉપરના દશવૈકાલિકના કથનથી સિદ્ધ થાય છે કે લગભગ ૮ થી ૯ વર્ષની ઉમરે તેમનું મૃત્યુ થયું હોવું જોઇએ, કારણ કે આઠ વર્ષની ઉમરે પોતાના પિતા આચાર્ય પાસે ચંપાનગરીમાં ગયો તથા તેમને છ માસ સુધી જીવશે એમ જણાયું. એટલે લગભગ આઠથી નવ વર્ષ ગણવા જોઇએ.

(२) परिशिष्ट पर्व, सर्ग ९, पृ. १९३, १९४, १९५, १९६ श्लो. ९५ थी ९८ सुधी.

(३) दशवैकालिक (भीमसिंह माणेक)सूत्र पृ. १२, ६९३, ६९४, ६९५, ६९६, ६९७ વિગેરેમાં દીક્ષા, મૃત્યુ આદિ વિષયમાં સ્પષ્ટ અને વિસ્તારથી વૃત્તાન્ત આપવામાં આવ્યું છે.

તે ઉપરાંત બીજા પણ કેટલાક શાસ્ત્રગ્રન્થોમાંના સ્પષ્ટ ઉલ્લેખોથી તેમની દીક્ષા, મૃત્યુ-સંબંધમાં સારો પ્રકાશ પડે છે. તેમના માતા-પિતા કોણ હતા? મનક નામ કેમ પડ્યું? પિતાની દીક્ષા વખતે તેઓ ગર્ભમાં હતા એ વિગેરે બધું તેમનું ચરિત્ર બહુ ઓછા પરિશ્રમે જાણવા મળે છે.

આ બધી હકીકતોથી એમ જણાય છે કે **મનક મુનિનું મૃત્યુ બાર વર્ષની ઉમરે નહીં પણ લગભગ ૮ થી ૯ વર્ષની ઉમરે** થયું હતું એમ પ્રતીત થાય છે.

છતાં આવા પ્રસિદ્ધ બાલમુનિની મૃત્યુવય બાબત આવી રીતે શા માટે અને કેવી રીતે લખાયું હશે તે કલ્પી શકાતું નથી. તેમણે જે સાલવારી બતાવી છે તેથી એટલું તો સમજી શકાય કે કોઇ ગ્રન્થ તેમણે વાંચ્યો હશે, છતાં પુસ્તકમાં તેનું પ્રમાણ આપ્યું નથી. એટલે તે ગ્રન્થ કયો હશે અથવા જૈન ગ્રન્થ તરીકે પ્રમાણભૂત હશે કે કેમ તે શંકા ઉપજાવે છે. પ્રમાણભૂત પ્રસિદ્ધ ગ્રન્થોથી તો તેમની મૃત્યુવય પ્રાયઃ ૮ થી ૯ વર્ષની નિર્દિષ્ટ થાય છે.

: ૪ :

## શાક્તાયન કે શાકટાયન ?

મહાવૈયાકરણી શાકટાયન એ વ્યાકરણકાર તરીકે જગ-પ્રસિદ્ધ છે. વ્યાકરણનો સામાન્ય અભ્યાસી કે વિદ્યાર્થી પણ એ સહેલાઇથી સમજી શકે એવું છે, કારણ કે પાણિનિના વ્યાકરણમાં એનો કેટલેક સ્થળે ઉલ્લેખ આવે છે. એથી તેનું નામ અને તેનો કાળ પણ અનુમાનથી સમજી શકાય.

**વૈયાકરણી શાકટાયન** અને પાણિનિના વ્યાકરણ ઉપર વાર્ત્તિક રચનાર **વાર્ત્તિકકાર વરરુચિ ( કાત્યાયન )** સંબંધી "પ્રાચીન ભારતવર્ષ"માં ઉલ્લેખ છે તે આ પ્રમાણે છે.

શાક્તાયન નામે જે વૈયાકરણી થયો **મનાય** છે અને જેના **આધાર પતંજલિએ** લીધા છે તે અને આ પુરુષ એક જ હશે કે? અથવા શાક્તાયન અને કાત્યાયન **અપભ્રંશ** તો નહીં હોય કે?

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૩૫૬ ટી.

અવ્વલમાં તો **શાક્તાયન** એ નામજ અસત્ય છે. એમનું ખરું નામ **શાકટાયન** છે. સંસ્કૃતસાહિત્યનું તત્સંબંધી કોઇ પણ પુસ્તક વાંચતાં તે સમજી શકાય એવું છે; તો પછી **શાક્તાયન** નામ શાથી લખાયું હશે ?

વિચાર કરતાં મને લાગે છે કે અંગ્રેજી પુસ્તકોના આધારે લખવામાં તેવો દોષ થવો સંભવિત છે, કારણ કે અંગ્રેજીમાં **શાકટાયન** અને **શાક્તાયન** બન્ને એક રીતે જ

એક જ અક્ષરોમાં લખી શકાય છે. ખરી રીતે ભારતીય સાહિત્યના અન્વેષણમાં ભારતીય સાધનોનો પણ બને ત્યાં સુધી વિશેષ પ્રકારે ઉપયોગ થવો આવશ્યક છે. ભારતીય સાહિત્યનો પણ ઉપયોગ કર્યો હોત તો આવી ભૂલ થવા ન પામત.

શાકટાયન............થયો મનાય છે.

આ શબ્દોથી એમ પણ વિચાર કરવાને અવકાશ રહે છે કે–શાકટાયન નામની વ્યક્તિ હોવા ન હોવા વિષે તેમને સંદેહ હોય. એક તરફ પતંજલિના આધારનો સ્વીકાર કરવામાં આવે છે; બીજી તરફથી તેમની હસ્તિ વિષે સંશયાત્મક શબ્દો લખવામાં આવે છે. કેટલેક સ્થળોએ જ્યાં સંશયાત્મક શબ્દો મૂકવાની જરૂર રહે છે ત્યાં નિશ્ચયાત્મક શબ્દો વાપરેલા જણાય છે. એ દોષ છાપાનો ગણવો કે ઇતિહાસકારના જ્ઞાન–અજ્ઞાનનો ગણવો એ કહી શકાતું નથી. ખેર, એ ગમે તેમ હોય પણ શાકટાયન એક જબરજસ્ત વ્યાકરણકાર અને પાણિનિના પહેલા ઘણા વર્ષ પૂર્વે થઈ ગયા છે એ નિર્વિવાદ સત્ય છે. તેમાં શંકાને જરા પણ સ્થાન નથી. તે Eternal truth છે. પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણના સૂત્રો અને ટીકાથી એ સર્વસાધારણ સત્ય આપણને સમજાય છે.

( १ ) व्योर्लघुप्रयत्नतरः शाकटायनस्य " ८–३–१८

" सिद्धान्तकौमुदी " पृ. ३७

પાણિનિ, કાત્યાયન અને પતંજલિ ત્રણ ગણાવ્યા છે એટલે કાત્યાયન અને પતંજલિ બન્ને ભિન્ન સિદ્ધ થાય છે, છતાં 'પ્રાચીન ભારતવર્ષ'માં એક હોવાની કલ્પના કરાઈ છે. પણ ઇતિહાસની દૃષ્ટિએ તે કુટિલતા અને ધૃષ્ટતા કહેવાય.

ખરી હકીકત એ છે કે–**શાકટાયન, કાત્યાયન અને પતંજલિ એ ત્રણે** વ્યક્તિઓ ભિન્ન છે અને એ ત્રણેનો સમય પણ ભિન્ન છે.

આ બાબતમાં તેમની સાથે પ્રશ્નચર્ચામાં તેમણે જુદો જ કંઇક જવાબ આપ્યો છે. તેમણે એ હકીકતને ક્ષન્તવ્ય ગણી લેવા જણાવ્યું છે પરંતુ મારે એ સ્પષ્ટ કરવું જોઇએ કે–આવી બાબત કાંઇ ઘરઘરની ભૂલો નથી કે તેમાં ક્ષન્તવ્ય ગણી લેવા જેવું હોય. અથવા કોઇને ક્ષન્તવ્ય ગણી લેવાનું કહેવા જેવું હોય.

હું માની લઉં એથી કાંઇ ઇતિહાસની હકીકતમાં ફેરફાર થવાનો નથી. હું માની લઉં કે ભગવાન મહાવીર થયા નથી એથી ભગવાન મહાવીર મટી જવાના નથી; પરંતુ હકીકતોને જ્યાં જ્યાં ઉલટાવીએ છીએ કે વિકૃત કરીએ છીએ ત્યાં ત્યાં સાહિત્યમાં, ઈતિહાસમાં અને ભવિષ્યકાળની પ્રજાની-માન્યતાઓમાં ભારે અનર્થ થઈ પડે છે અને ઇતિહાસકારો અપ્રમાણિક મનાય છે.

**શાકટાયન** અને **કાત્યાયન** તો જગપ્રસિદ્ધ વ્યક્તિઓ છે. ગમે તે સંસ્કૃત વ્યાકરણના વિદ્યાર્થીથી લઈ કરી પારંગત સાહિત્યકાર સુધી બધા વિદ્વાનો અને શિક્ષિત જનસમૂહનો

મોટો ભાગ એ બે વ્યક્તિઓના નામથી પરિચિત હોય અને તેનો ભેદ સમજી શકે છે.

આવી જાહેર હકીકતોમાં પણ આવી ગંભીર ભૂલ થવા પામે કે કરવામાં આવે તો બીજી નાની મોટી અને સામાન્ય જનતાથી અજ્ઞાત બાબતો અને હકીકતો એ પુસ્તકમાં કેટલે અંશે સત્ય હશે તે બાબતમાં વાચકવર્ગને શંકા થયા વગર રહી શકે જ નહીં. પરિણામે લોકોને આખો ગ્રન્થ અપ્રમાણિત માનવાનું કારણ મળે. એ તો ઠીક પણ જૈન વિદ્વાનો, ઇતિહાસકારો અને સાહિત્યકારોને લોકોમાં અપ્રતિષ્ઠિત કહેવરાવવાનું પાતક વ્હોરવું પડે; માટે ઇતિહાસની હકીકતો પૂરા અન્વેષણપૂર્વક થવી જોઇએ એમ મારું નમ્ર મંતવ્ય છે.

: ૬ :

## વૈયાકરણી પાણિનિનો ધર્મ કયો ?

'પ્રાચીન ભારતવર્ષ' માં શકડાળ મંત્રી, પાણિનિ અને ચાણક્ય આદિને જૈન મનાવવાનો પ્રયાસ થયો છે, પણ હકીકત જોતાં એ બધાજ જૈન હોય એમ લાગતું નથી. વળી પાણિનિ અને ચાણક્ય તો જૈન ન હોય એવા પુરાવાઓ ઉપલબ્ધ થાય છે, છતાં ઉપર્યુક્ત પુસ્તકમાં તેમને જૈન ઠરાવવાનો શા આધારે પ્રયાસ થયો હશે તે વિચારણીય છે. મૂંઝવણ તો ત્યાં ઊભી થાય છે કે તેઓ કલ્પનાઓ કરે છે પણ સાથે સાથે કશો આધાર આપતા નથી, એટલે નિરાધાર અને નિર્મૂળ કલ્પનાઓ ખૂબ ભ્રમ ફેલાવી મૂકે છે. તેમાં એમ લખ્યું છે કે—

ગ્રન્થની રચના કરતી વખતે શરૂઆતમાં સ્વધર્મના પ્રણેતાને પ્રણામ કરે છે. પાણિનિના કયા ગ્રન્થમાં તેમણે અર્હંતને નમસ્કાર કરાયા હોય એમ વાંચ્યું છે? કલ્પના પણ કંઈક આધાર ને સંગત લખાય તો તે વાસ્તવિક ગણાય.

વળી તેઓ માત્ર કલ્પના કરીને જ નથી બેસી રહ્યા. તેમણે તો "જૈનધર્મી જ હતા" એમ લખીને પોતાનો અંતિમ નિર્ણય જગતને આપી દીધો છે. આવો નિશ્ચયવાચક શબ્દપ્રયોગ તો એજ સૂચવે છે કે તેમણે જાણે બધા પ્રમાણો મેળવીને સિદ્ધ કરી નાખ્યું હોય કે પાણિનિ જૈન જ હતા; પરંતુ પ્રમાણ એકે નથી આપ્યું.

બીજી તરફ તેના ત્રીજા ભાગમાં વળી કાંઈક ઊલટું જ લખાયું છે. તેમાં લખ્યું છે કે—

માત્ર ચાણકયજીને જ મેં જૈનમતાનુયાયી માન્યા છે. **પાણિનિના ધર્મ વિશે મારા જાણવામાં અદ્યાપિ પર્યન્ત કાંઈ આવ્યું જ નથી;**

પ્રા. ભા. પુ. ૩, પૃ. ૨૨૬.

એક તરફ લખે છે 'જૈન ધર્મી જ' હતા; બીજી તરફ લખે છે "તેમના વિષે મારા જાણવામાં જ કાંઈ આવ્યું નથી" આ અસંબદ્ધ પ્રલાપ જેવું નથી લાગતું? પ્રથમ ભાગમાં પાણિનિના ધર્મ સંબંધી લખવામાં ભૂલ થઇ છે એ સમજવા છતાં, અને સંગતિદોષથી એ ભૂલ થઈ છે એમ પ્રશ્નચર્ચામાં માનવા છતાં, ત્રીજા ભાગમાં સમાલોચકો ઉપર દોષારોપણ કરવાની વૃત્તિ છેક જ તિરસ્કરણીય કહેવાય.

તેમની સાથે આ બાબત પ્રશ્નચર્ચા થતાં તેઓ એમ લખે છે કે—

પાણિનિના ધર્મ માટે પુરાવો મળતો નથી, અને મેળવવા પ્રયાસ પણ સેવ્યો નથી.

જ્યારે એક વસ્તુને મેળવવાનો પ્રયાસ જ થયો નથી પછી વસ્તુ મળે શી રીતે ? પરંતુ આથી ફલિત તો એ થાય છે કે તેમણે કશા પુરાવા વગર, આધાર વગર કેવળ મનઘડંત કલ્પનામાત્રથી પાણિનિને જૈનધર્મી ઠોકી બેસાર્યા છે.

પ્રા. ભા. ના બીજા ભાગના પૃ. ૧૭૭ માં તો લખે છેઃ "**પાણિનિ અનાર્ય છે.**" તેમને તેઓ બ્રાહ્મણ કુળમાં જન્મવા છતાં આર્ય પણ માનતા નથી, પણ તેની ચર્ચા હું અત્રે નહીં કરું.

તેઓ 'ચાણક્યને પણ જૈન ગણાવે છે.' પણ શાસ્ત્રકારો એમ કહે છે કે **ચાણક્ય જૈન ન હતા.**

"उस नन्दीसूत्रमें कोडिल्लिय ( कौटिलीय )की गिनती मिथ्या शास्त्रोंमें की है।

भारतीय इ. रूपरेखा जि. २, पृ. ६९२.

એટલે કે જૈનોનું આગમ નન્દીસૂત્ર જ અર્થશાસ્ત્રના કર્તા કૌટિલ્યને અન્ય મતના લેખવે છે. અને તેને પ્રમાણિત માની બીજા ઇતિહાસકારો પણ તેને જૈન નથી માનતા.

પ્રા. ભા. ના કર્તા આ પ્રમાણોને અસત્ય માની શકે છે? કે પોતાની કલ્પનાને જ સત્ય માને છે?

: ૭ :

## પાણિનિની જન્મભૂમિ ક્યાં આવી?

વ્યાકરણકાર પાણિનિની જન્મભૂમિના વિષયમાં 'પ્રાચીન ભારતવર્ષ" માં ચર્ચા કરવામાં આવી છે. અને તેની જન્મભૂમિ તરીકે ગોનાર્ડ દેશ જણાવ્યો છે.

૧. જ્યાં કાબૂલ નદી સિન્ધુ નદીમાં મળે છે તે પ્રદેશને ગોનાર્ડ કહેતા, અને પાણિનિની જન્મભૂમિ ત્યાં જ છે.

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૩૫૬.

૨. તેની (પાણિનિની) જન્મભૂમિ સિન્ધુ નદીની પશ્ચિમે આવેલ ગોનાર્ડ દેશમાં હતી.

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૩૫૭.

૩. ...એટલે હવે નિઃશંકપણે સાબિત થઇ ગયું કે, પાણિનિની જન્મભૂમિ હિંદના વાયવ્ય ખૂણે સિન્ધુ નદીની પશ્ચિમે લગોલગ આવેલ ગોનાર્ડ દેશમાં હતી.

....એટલે આપણે તેને તેમ જ તે સર્વ( ચાણક્ય–કાત્યાયન ) હાલ તો ગોનાર્ડ દેશના વતની જ લેખીશું.

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૩૫૮.

ઐતિહાસિક વ્યક્તિની જન્મભૂમિની શોધખોળ કરવી એ ઇતિહાસની દૃષ્ટિએ અતિ મહત્ત્વની વસ્તુ છે. પાણિનિની

જન્મભૂમિ વિષે તેના દેશનું નામ 'પ્રાચીન ભારતવર્ષ'માં ગોનાર્ડ બતાવ્યું છે. જ્યારે ભૂગોળમાં, નકશાઓમાં કે ઇતિહાસમાં ગોનાર્ડ કોઇ દેશ હોય એવું વાંચવામાં આવતું નથી. ભારતભૂમિમાં એવા કોઈ સ્થાનનો નિર્દેશ જ નથી. પછી ગોનાર્ડ આવ્યું ક્યાંથી ? એ સ્હેજે પ્રશ્ન ઉપસ્થિત થાય, પરન્તુ આગળ જેમ શાકટાયન અને શાકતાયનમાં બનવા પામ્યું છે તેમ અહીં પણ અંગ્રેજી પુસ્તકને આધારે ગોનાર્ડ શબ્દ વંચાયો હોય એમ લાગે છે. ખરો દેશ ગોનર્દ છે. ભારતીય હિન્દી કે સંસ્કૃત સાહિત્યના થોડા પણ પુસ્તકોનો આધાર લીધો હોત તો આવી ભૂલ થવા પામત નહીં.

## ગોનર્દ કોની જન્મભૂમિ ?

ગોનર્દ દેશને પાણિનિની જન્મભૂમિ તરીકે 'પ્રાચીન ભારતવર્ષ'માં બતાવવામાં આવ્યો છે, પણ તે તદ્દન અસંગત અને અવાસ્તવિક છે. ગોનર્દ દેશ પાણિનિની જન્મભૂમિ નહીં પણ પતંજલિની જન્મભૂમિ છે. જુઓ પ્રમાણો.

( 1 ) Gonarda was the birth-place of the celebrated Patanjali the greatest literary genius of the period.

ગોનર્દ, તે સમયના સાહિત્યના મહાન્ વિદ્વાન્ સુવિખ્યાત પતંજલિની જન્મભૂમિ છે.

"Poli. His. of Anc. India"
By Rājchaudhari Edi. III, P. 273.

( २ ) पूर्वे उल्लिखित होइआ छे. गोनर्दीय पतञ्जलि नामान्तर

बंगला पाणिनि पृ. १२२.

( ३ ) गोनर्दीयेः पतञ्जलिः ।

अभि. चिन्ता. भा. १, पृ. ३४०.

( ४ ) गोनर्दीयः पु० गोनर्दे तत्समीपे देशे भवः पतञ्जलिमुनौ.

शब्दस्तोम० पृ. १४७.

( ५ ) गोनर्दीय पु० गोनर्दे देशे भवः... छः, पतञ्जलिमुनौ हेमच. । तस्य गोनर्ददेशोद्भवकथा बृहत्कथायां दृश्या ।

( वाचस्पत्य वो. ४, पृ. २७०५ )

( ६ ) गोनर्दीयः पतञ्जलिः ॥ १३४ ॥

कल्पद्रुकोशः पृ. ८२, Vol. I

ઉપરના સર્વ પ્રમાણોથી એ સિદ્ધ થાય છે કે **ગોનર્દ દેશ** એ પાણિનિની જન્મભૂમિ નથી પણ મહર્ષિ **પતંજલિની** જન્મભૂમિ છે.

## પાણિનિની જન્મભૂમિ કઇ ?

ત્યારે મૂળ વસ્તુ જેને માટે આ ચર્ચા થઇ, તે પાણિનિની જન્મભૂમિ કઇ ? નિશ્ચય તો પાણિનિની જન્મભૂમિનો કરવાનો છે. ઇતિહાસ કહે છેઃ **પાણિનિની જન્મભૂમિ ગોનર્દ નહીં પણ પશ્ચિમ ગાન્ધારમાં છે.**

એ મન્તવ્યને સમર્થન કરવા માટે ઇતિહાસના જે પ્રમાણો છે તેમાંનાં કેટલાક આવશ્યક લાગવાથી અહીં ટાંકયા છેઃ—

( १ ) पूर्व नन्द युग में व्याकरण के सुप्रसिद्ध आचार्य पाणिनि मुनि पश्चिमी गान्धार में प्रकट हुए। पुष्करावती प्रान्त में सुवास्तु ( स्वात ) नदी के कांठे में शालातुरनामी स्थान पाणिनि की जन्मभूमि था।

भा. इ. रूपरेखा जि. १, पृ. ४१५.

( २ ) पाणिनि सिन्धपार पश्चिम गान्धार आधुनिक (यूसुफजई) प्रदेश के रहनेवाले थे।

भा. इ. रूपरेखा जि. १, पृ. ४१३–१४.

( ३ ) शालातुरीयः (शालातुरे भवः छः) पु० यः पाणिनि मुनि.
श. चिं. पृ. १२४८.

( ४ ) शालातुरीयो दाक्षेयः, शालंकिः पाणिनाह्निकौ।

कल्पद्रुकोशः पृ. ८३.

( ५ ) शालातुरीयः पु० शालातुरे भवः। तद्ग्रामवासिनि पाणिनिमुनौ।

शब्दस्तोम० पृ. ३९७.

ઉપરના પ્રમાણોથી સિદ્ધ થાય છે કે પશ્ચિમ ગાન્ધાર દેશમાં આવેલા પુષ્કરાવતી પ્રાન્તના **શાલાતુર** ગામમાં આચાર્ય **પાણિનિની** જન્મભૂમિ છે જે ગામ સુવાસ્તુ–સ્વાત નદીના કાંઠા ઉપર છે.

## ગોનર્દ દેશ ક્યાં આવ્યો ?

હવે સાથે સાથે એ પણ જિજ્ઞાસા થાય કે તે ગોનર્દ દેશ કયાં આવ્યો છે ? તેને માટે પ્રમાણ શું ? ડૉ. સિલ્વન લેવી પોતાના લેખમાં લખે છે કેઃ—

( 1 ) Here however, I shall only occupy myself with the intermidiate step between Ujjeni and Vedisā, two perfectly definite Localities; the one is still now Ujjain ( Ogein ), to the North of Indore, the other is Besnagar, very near Bhilsā, ...........The Pārāyan places the city of Gonaddha between these two points..............The equivalence Gonard=Gonaddha is certain. The name of Gonard is indissolutly connected with the memory of Patanjali="the Gonardian" Gonardiya.

હું સંપૂર્ણ રીતે સ્પષ્ટ આવેલા ઉજ્જેની અને વિદિશા એ બે વચ્ચેના સ્થાનને હાથ ધરીશ. અને બીજું ભિલ્સા પાસે બેસનગર છે. પારાયણ એ બે બિન્દુઓ વચ્ચે ગોનર્દને મૂકે છે..........ગોનદ્ધ એ ગોનર્દનું સમાનાર્થક છે. અને તે નામ પતંજલિની યાદદાસ્ત સાથે છૂટું ન પડી શકે તેવી રીતે જોડાયલું છે.

Journal of A. H. R. Society Vol IX, Part 3rd,
P. 1–2, Jan. 1935.

( 2 ) Gonard a town situated between Ujjaini and Vidisā or Bhilsā (**Sutta Nipāt: Vathugatha.**)

ગોનર્દ એ ઉજ્જયિની અને વિદિશા અથવા ભિલ્સાની વચ્ચે આવેલું શહેર છે.

Geo, Dec. of Anc....India' By N. De. P. 71.

( ३ ) पांचवीं शताब्दी ई. पू. के बौद्ध ग्रन्थ सुत्तनिपात में दक्खिण से तिरहुत--मगह जाने का जो रास्ता दिया है वह गोदावरी तट के पेठन से माहिष्मती, उज्जैन, गोनर्द और विदिशा होकर कोशाम्बी पहुंचता था।

भारत......निवासी पृ. ७४, ७५ By जयचन्द्र विद्यालंकार

( ४ ) उज्जैन और विदिशा के वीच गोनर्द का नाम है जिसकी जगह अभी ठीक निश्चित नहीं हुई; इसी कारण उज्जैन से ही रास्ता पूरब फिरता था या कुछ और उत्तर जाकर, सो नहीं कहा जा सकता।

भा. और निवासी. पृ. १०२ फूट.

( 5 ) ( Gonard, Bhilsā, Kaushāmbi, and Sāket ) on the route from Paithan to Srāvasti."

By C.. A. G. I., P. 726 Edi. II.

ગોનર્દ દેશને ગોનદ્ધ પણ કહે છે, પરંતુ ગોનાર્ડ તો ક્યાં ય સાંભળવા કે વાંચવામાં આવ્યું નથી.

આમ પતંજલિની જન્મભૂમિની શોધખોળના મહત્ત્વના વિષય પાછળ પાશ્ચાત્ય અને ભારતીય વિદ્વાનોએ ખૂબ

અન્વેષણ કર્યું છે. તે બાબત 'પ્રાચીન ભારતવર્ષ'ના લેખક શ્રીયુત ડૉ. શાહની સાથે પ્રશ્નચર્ચા કરતાં તેઓએ આ પ્રશ્નને નિરર્થક જેવો જણાવ્યો છે એ એક શોચનીય બાબત છે.

વળી એમ પણ જણાવે છે કે પૃષ્ઠ ૩૫૮ ઉપર ગોનર્દની સાબિતી કરી આપી છે, પરંતુ તે તો બીલકુલ અસત્ય મંતવ્ય છે. અને એ જ પૃષ્ઠની હકીકત માટે આટલું બધું લખાણ અને પુરાવાઓ આપવા પડ્યા તે વાતને એ સાબિતી તરીકે સ્વીકારે છે. આથી વધારે આગ્રહશીલતા કઇ હોઇ શકે? ગોનર્દ દેશ જો પાણિનિની જન્મભૂમિ હોત, તો તેને માટે પ્રશ્નચર્ચાને અવકાશ જ હતો નહીં, પણ એ તદ્દન અસત્ય બિના લાગી માટે જ પ્રશ્નચર્ચામાં ઉતરવું પડ્યું. પછી તેને માટે ઢાંકપીછોડા શા માટે કરવા પડે છે?

: ૮ :

## ચંપા જૂની અને નવી

ચંપા એ પૂર્વ દિશામાં ગંગા નદીને કિનારે આવેલી અને કૂણિકે સ્થાપેલી અત્યાર સુધી ચાલી આવી છે. જૂની ચંપાનગરીને કોશામ્બીના રાજા શતાનીકે ભાંગી નાખી હતી અને તે જ સ્થળે કૂણિકે નવી ચંપા વસાવી હતી. આ ચંપાપુરી ભગવાન શ્રી વાસુપૂજ્યસ્વામીની મોક્ષભૂમિ પણ હતી.

'પ્રાચીન ભારતવર્ષ'ના લેખક આ હકીકતથી જુદા પડે છે અને શ્રી વાસુપૂજ્ય ભગવાનની મોક્ષભૂમિ તથા કૂણિકે વસા-

વેલી ચંપા બાજુને તેઓ દક્ષિણ દિશામાં (રૂપનાથના R. E.) અડક લેખ પાસેના સ્થળને ચંપાનગરી તરીકે માને છે. ચંપા અને ગંગાનો સંબંધ તેમના મત પ્રમાણે નૂતન યુક્તિ સમાન લાગે છે. તેમાં ચંપાનગરી વિષે ઉલ્લેખ છેઃ—

" શ્રી વાસુપૂજ્ય તીર્થંકરની મોક્ષભૂમિ ચંપાનગરી (રૂપનાથનો R. E.) સમીપનું જ સ્થળ છે.

(પ્રા. ભા. પુ. ૧, પૃ. ૭૭ ટી.)

"આ અસલની ચંપાનગરી તે તો અંગદેશમાં આવી "છે, કે જે ભાગમાં હાલમાં જબલપુર, સતના વિગેરે "શહેરો આવ્યાં છે. આ સંબંધી વિશેષ હકીકત માટે અંગ- "દેશના વર્ણનો જુઓ. અત્રે તો એટલું જ કહેવું જરૂરી "છે કે, મૂળ જે નગરી ચંપા હતી તેનો તો ઇ. સ. પૂ. ૫૫૭ માં "નાશ થયો હતો. ( હાલ બંગાળા ઇલાકાના "**ભાગલપુર જીલ્લામાં આવી રહી છે તે જુદી છે** ). પછી "રાજા કૂણિકે ગાદીએ આવીને ત્રીજા વર્ષે તેને સમરાવીને "ત્યાં પોતાની ગાદી સ્થાપી હતી. (ઈ. સ. પૂ. ૫૨૫) એટલે "**પ્રાચીન અને અર્વાચીન ચંપાનગરીના સ્થાનને** "**કાંઇ સંબંધ નથી.**"

( પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૧૪ ટી. ૩૩)

" અર્વાચીન ઇતિહાસકારોએ હાલના બંગાળા ઇલાકામાં "જ્યાં ભાગલપુર જીલ્લાવાળો ભાગ આવેલ છે ત્યાંના "**પ્રદેશને અંગદેશ હોવાનું ઠરાવી દીધું છે. આ** "**પ્રમાણે કોઇ પ્રાચીન ગ્રન્થમાં વર્ણન કરાયું હોય**

"એમ આધાર બતાવાતો નથી. એટલે શા આધારે તેમ
"ઠરાવી દીધું હશે તેનો ઉત્તર આપવો કઠિન છે, પણ બનવા-
"જોગ છે કે, તે સ્થળે એક ચંપાપુરી કરીને એક શહેર છે
"એટલે જે પ્રદેશની રાજધાની ચંપાપુરી હતી અને જ્યાં
"આ ચંપાપુરી આવી છે તે પ્રદેશનું નામ પણ અંગ દેશ જ
"પાડવું જોઈએ, આમ ઠરાવી દીધું હશે. પણ આ વાત
"ભૂલી જવાય છે કે, રાજા કૂણિકે જે ચંપાનગરી વસાવી
"છે તે તો, પોતાના રાજ્ય-અમલના ચોથા વરસે=ઇ. સ. પૂ.
"૫૨૪ માં ઊભી થઇ છે. જ્યારે અંગ દેશની રાજધાની
"ચંપાપુરી હતી તે તો યુગ યુગજૂની છે. અને તેનો નાશ
"કરી ખંડિયેર જેવી સ્થિતિમાં કોશામ્બીપતિ રાજા શતાનીકે
"ઇ. સ.પૂ. ૫૫૬ માં આણી મૂકી હતી. મતલબ કે બન્ને ચંપા-
"પુરીના જેમ સ્થળો પણ જુદા છે તેમ તેમના અસ્તિત્વનો
"સમય પણ નિરનિરાળો જ છે. પછી એકનું ગૌરવ
"બીજીના નામે શી રીતે ચડાવી દેવાય ?

(પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૩૯.)

"રાજા કૂણિકે વસાવેલી ચંપાને જો બંગાળમાં આવેલ ચંપાપુરી ગણવામાં આવે તો તેને તદ્દન નવેસરથી જ ઊભી કરવામાં આવી એમ કહેવું પડે; પણ અસલની ચંપાપુરી કે જેને રાજા શતાનીકે લૂંટી લીધી હતી તેને, સમરાવીને કરીને તેનો પુનરુદ્ધાર જ રાજા કૂણિકે કર્યો હતો એમ માનવું હોય તો, તેને મહાકોશળ પ્રદેશમાં આવેલ ગણી શકાય."

(પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૩૯.)

"રૂપનાથ અને ભારહુત સ્તુપની જગ્યાની વચ્ચે કોઇ મોટી નગરી હોવાનું અનુમાન પુરાતત્ત્વ શોધખોળખાતુ જે જણાવે છે તે આ કૂણિક સમ્રાટની ચંપાનગરી જ હતી.

( પ્રા. ભા. પુ. ૨, પૃ. ૩૬૪. )

"...તેનો રાજા દધિવાહન નિર્વંશ મરણ પામ્યો છે એમ તેના સાંભળવામાં આવ્યું કે તુરત જ પોતાની શક્તિ ફેરવી તે અંગદેશનું રાજ્ય તેણે મગધમાં ભેળવી લીધું હતું. ત્યારથી તે..........અંગદેશ, મગધ સામ્રાજ્યનો એક ભાગ થઇ જવાથી, રાજા શ્રેણિકના મરણ બાદ તેનો પુત્ર કૂણિક...... ગાદીએ આવ્યો......ત્યારે તેણે આ ચંપાનગરીને રાજધાની બનાવી હતી. અલબત્ત તેણે રાજપાટ બનાવ્યું ત્યારે તે ભગ્નાવસ્થામાં હોવાથી તેના કેટલાક ભાગને સમરાવી કરીને જીર્ણોદ્ધાર કરવો પડ્યો હતો."

( પ્રા. ભા. પુ. ૧, પૃ. ૩૭૪.)

ચંપાનગરી સંબંધી અવતરણો અને વાક્યરચના અત્યન્ત ભ્રામક ને પરસ્પર વિરોધી દેખાય છે, અને સામાન્ય જનતાને ભ્રમમાં નાખવા માટે જ જાણે ન લખાયું હોય તેમ સ્હેજે દેખાઇ આવે છે. ખેર, એ ગમે તેમ હોય પણ તેના સમગ્ર વાચનથી એ ફ્લિત થાય છે કે–અસલની ચંપાનગરી કે નવી ચંપાનગરી પૂર્વ દિશામાં બંગાળમાં આવેલી ગંગા નદીને કિનારે નહીં પણ દક્ષિણ દિશામાં મધ્યભારતમાં રૂપનાથ R. E. ખડક લેખ પાસે હતી એમ બતાવવામાં આવ્યું છે, જે અવાસ્તવિક ને ઇતિહાસવિરુદ્ધ છે;

કારણ કે ચંપાનગરી પૂર્વમાં આવેલા અંગદેશની રાજધાની છે, અને અંગદેશ પૂર્વમાં બંગાળમાં આવેલો છે એ ઇતિહાસપ્રસિદ્ધ છે.

પરંતુ પ્રસિદ્ધ અંગદેશ અને મધ્યભારતને ચોકખો વિરોધ દેખાઇ આવે છે એટલે આખા અંગદેશને કલ્પનાથી ઉઠાવીને દક્ષિણદિશામાં મધ્યભારતમાં રૂપનાથના ખડક લેખ પાસે બતાવી દીધો છે, એ પૃષ્ઠ ૪૬ ના નકશા ઉપરથી જોઈ શકાય છે. જયારે આખા અંગદેશને ઉઠાવી મધ્યભારતમાં મૂકયો ત્યારે પૂર્વમાં આવેલી ઇતિહાસપ્રસિદ્ધ ચંપાને નકામી અને અન્યથા સિદ્ધ બતાવી દીધી.

બીજી બાબત એ છે કે પૃષ્ઠ-૧૧૪ ઉપર બંગાળની ચંપાને જુદી બતાવી, મૂળ ચંપાનગરી( તેમણે માનેલી )નો ઇ. સ. પૂ. ૫૫૭ માં નાશ થયો બતાવે છે અને કૂણિક રાજાએ ગાદીએ આવી ત્રીજા વર્ષે **તે ચંપાને સમરાવી** ત્યાં ઇ. સ. પૂ. ૫૨૫ માં ગાદી સ્થાપી એમ લખે છે.

તેનું જ વિરોધી લખાણ ૧૩૯ પૃ. ઉપર એમ દેખાય છે કે જૂની ચંપાનો ઇ. સ. પૂ. ૫૫૬ માં નાશ કર્યો હતો અને કૂણિકે ચોથા વર્ષમાં **નવી ચંપા સ્થાપી.** એ રીતે તે બન્નેનાં સ્થાન અને સમય નિરનિરાળા જ બતાવે છે.

આમાં તેમની ગણાવેલી સાલવારી, સ્થાપનાના વર્ષ અને ચંપાપુરીના સ્થાનમાં પરસ્પર વિરોધ દેખાય છે. તેનો તેમાં સ્હેજ બચાવ કર્યો છે ખરો પણ તે નિરર્થક છે.

ત્રીજો પરસ્પર વિરોધ એ દેખાય છે કે-પૃષ્ઠ ૧૩૯ ઉપર "રાજા શતાનીકે ભગ્ન કરેલી ચંપાનો પુનરુદ્ધાર કર્યો હતો **એમ માનવું હોય તો...**" એમ શંકામય કે અનિશ્ચિત વલણ દાખવે છે.

જ્યારે પૃષ્ઠ-૩૭૪ ઉપર તેને નિશ્ચિતરૂપે બતાવતાં એમ લખે છે કે "અલબત્ત, તેણે રાજપાટ બનાવ્યું ત્યારે તે ભગ્નાવસ્થામાં હોવાથી તેના કેટલાક ભાગને સમરાવી **જીર્ણોદ્ધાર કરવો પડ્યો હતો.**"

આમ પોતાના પુસ્તકમાં આગળ પાછળ શું લખાયું છે તેનું પોતાને જ અવધારણ રહ્યું નથી.

બીજુ 'પ્રાચીન ભારતવર્ષ'માં ચંપાનગરીનું જ્યાં જ્યાં વર્ણન આવ્યું છે ત્યાં ત્યાં ગંગા નદીનો ક્યાંઇ પણ ઉલ્લેખ આવ્યો દેખાતો નથી; જ્યારે પ્રાચીન ને અર્વાચીન શાસ્ત્ર ને ઇતિહાસમાં જ્યાં જ્યાં ચંપાનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં ગંગા નદીનો પણ સાથે જ ઉલ્લેખ છે. એટલે તે ઉપરથી તો એમ લાગે છે કે ગંગા નદીના કિનારા વગર જૂની કે નવી કોઇ ચંપાનો સંભવ જ દેખાતો નથી.

ત્યારે 'પ્રાચીન ભારતવર્ષ' ના લેખક કયા પ્રમાણથી ચંપાને અને અંગદેશને દક્ષિણ દિશામાં લઇ ગયા હશે? તેમણે રૂપનાથના ખડક લેખની પાસે એક કોઇ નગરી હોવાના પુરાતત્ત્વ શોધખોળના અનુમાન માત્રથી ત્યાં ચંપા-નગરી કલ્પનાથી માની લીધી લાગે છે.

પરંતુ વિચારવાની વાત એ છે કે શોધખોળખાતાનું તો કોઈ નગરી હોવાનું અનુમાન છે; નહીં કે ચંપાનગરી હોવાનું અનુમાન છે. વળી એક **નગરી** હોવાનું અનુમાન છે; નહીં કે અંગદેશ ત્યાં હોવાનું અનુમાન છે.

આવી રીતે કોઈના એક સામાન્ય અનુમાન ઉપર આખા ને આખા દેશને માની લઇ ઇતિહાસને ઉલટાવી નાખવાના ફાંફા મારવા અને પુસ્તકો લખી નાખવા અને જનતામાં વિભ્રમ પેદા કરવો એને જ્ઞાનનો કયો ભેદ કહેવો ?

તેમણે મધ્યભારત–દક્ષિણ દિશામાં ચંપાનગરી સ્થાપિત કરી, નગરી પાછળ અંગદેશને પૂર્વમાંથી ઉઠાવી દક્ષિણમાં લઇ આવ્યા, તો પછી ગંગા નદીને પૂર્વમાંથી દક્ષિણમાં ઉઠાવી લાવવામાં શા માટે સંકોચ થયો ? કે પછી ગંગા તો વર્તમાન કાળમાં પણ એ જ રીતે વિદ્યમાન છે એટલે તેને મધ્યભારતમાં લઇ આવતાં તત્કાળ ઉઘાડા પડી જવાનો ભય લાગ્યો હશે ?

પૂર્વાપરના ઇતિહાસથી તો એમ દેખાય છે કે ચંપા-નગરીનાં સ્થાન બાબતની 'પ્રાચીન ભારતવર્ષ'ની લગભગ બધી હકીકત પાયાવગરની, પ્રમાણવગરની, શાસ્ત્ર અને ઇતિહાસવિરુદ્ધ છે.

જૈન શાસ્ત્રો, ઇતિહાસકારો ને પ્રમાણભૂત પુસ્તકો અને વિદ્વાનો ચંપાનગરી વિષે જે બ્યાન–વર્ણન–હકીકત રજૂ કરે છે તે એવી છે કેઃ–

**ચંપાનગરી એ પૂર્વમાં આવેલા અંગદેશની રાજ-**

ધાની છે, જૂની ચંપાને સ્થાને જ નવી ચંપા વસાવેલી છે અને ગંગા નદીના કિનારા ઉપર છે.

હવે આપણે તેના પ્રમાણો જોઈએ.

( १ ) तएणं से कूणिए कुमारे एएणं महया, मणोमाणसिएणं दुःखेणं अभिभूए समाणे अन्नया कयाई अन्तेउरपरियालसंपरिवुडे समण्डमत्तोवगरणमायाए रायगिहाओ पडिनिक्खमइ, जेणेव चम्पानयरी, तेणेव उवागच्छइ, तत्थ वि णं विउलभोगसमिइसमन्नागए कालेणं अप्पसोए जाए या वि होत्था ।

(निरयावलि पृ. १८)

(2) Champā, the famous capital of Anga, stood on the river of the same name (Jatak 506) and the Ganges. ... It is stated in the Mahābhārat, the Purānas and the Harivaṁsa that the ancient name of Champā was Mālini.

चम्पस्य तु पुरी चम्पा या मालिन्यभवत् पुरा ।

( Poli. His. of Anc. India P.76
Rāy Chaudhari. Edi. 3rd. )

( ३ ) चम्पा तु मालिनी

अ. चिं. पृ. ३९०

( ४ ) अंगेर सुविख्यात राजधानी चम्पा चम्पातीरवर्ती चम्पा गंगार तीरे अवस्थित परयुगे एकत्र विवरण ओ पाया जाय ।

वंगीय महाकोश पृ. ४९६

( ५ ) अंग–इहार राजधानी छिल चम्पा। इहा मिथिला होइते, ६० योजन दूरे गंगा एवं चम्पानदीर तीरे अवस्थित छिल।
बौद्ध युगेर भूगोल पृ. ६

तथा

Geography of Early Buddhism P. 6.
by Vimalcharan Low

( ६ ) चम्पेशो भोगवंशोऽयं सुबाहुः धरणेन्द्रभूः।
अमुं वृणीष्व जान्हव्याः सेव्यसे सोकरानिलैः ॥३४०॥

ભોગવંશમાં ઉત્પન્ન થયેલ રાજા ધરણેન્દ્રનો પુત્ર સુબાહુ આ ચંપાનગરીનો રાજા છે તેને વરો–પરણો તો તમે ગંગા નદીના જળકણવાળા પવનોથી સેવાશો. આ કથન નળ-રાજાના અધિકારમાં પ્રાચીન ચંપાની બાબતનું છે.

(त्रि. श. पु. चरित्र पर्व ८, सर्ग ३, पत्र ९२)

( ७ ) इओ य सयाणिओ चंपं पहाविओ दधिवाहणं गेण्हामि नावाकडएणं गतो एगाते रत्ती ते ॥

( आ. सू. सटीक हरिभद्र पृ. २२३ )

( ८ ) उसकी (अंग की) राजधानी चम्पा या मालिनी, जिसे आधुनिक भागलपुर शहर का पच्छिमी हिस्सा चम्पानगर सूचित करता है, उस समय भारतवर्ष की सब से समृद्ध नगरीओंमें से थी।

(भारतीय इ. रूपरेखा जि १, पृ. २१२)

( ९ ) अंग—प्राच्यभारते एकटी प्राचीनतम देश

(बंगला विश्वकोष भा. १, पृ. २७२)

( १० ) इओ य सयाणिओ चम्पं पधाविओ दधिवाहणं गेण्हामित्ति, णावाकडएण गतो एगाए रत्तीए, अचिन्तिया चेव णगरी वेढिया, तत्थ दधिवाहणो पलातो।

(आवश्यक चूर्णि ( पूर्व भाग ) पत्र ३१८)

( ११ ) इस वास्ते कोशम्बीनगरी सें चम्पानगरी कुछ बहुत दूर नही थी! अरु चम्पानगरी के पास गंगा नदी वहती है. यह तो प्रत्यक्ष ही है। जिसके खुलासे के लिए निरयावलिका सूत्र में भी साफ लिखा है कि चंपानगरी के पास गंगा महानदी वहती है. इस वास्ते संतानिक राजा लश्कर के साथ पहिले नावामां वेसी जमना नदी में चला. पीछे प्रयाग के अर्थात् (अलहाबाद) के पास जहां जमना नदी गंगा महानदी में मील गई तब गंगा में नावा सें चल कर चम्पानगरी कुं एक ही रात्री में पहुच गया।

( 'आर्यदेश दर्पण' पृ. ३१ शांतिविजय )

( 12 ) It ( Champā ) was on the Bhāgirthi ( Mahābhārt III, 84, 8141 )

ચંપા ભાગીરથી નદી પર હતી.

( Ancient Indian Historical Tradition
P. 272 note. By F. E. Pargiter.)

( १३ ) तएणं से वेहल्ले कुमारे सेयणएणं गन्धहत्थिणा अन्तेउरपरियालसंपरिवुडे चम्पं नयरीं मज्झं मज्झेणं निगच्छइ २, अभिक्खणं २ गंगं महाणइं मज्झणयं ओयरइ।

("निरयावलि" पृ० १९)

( १४ ) "महावीर चरित्र प्राकृत"

( गुणचन्द्रकृत प्रस्ताव ७, पृ० २४३ )

( १५ ) त्रि. श. पु. चरित्र

(पर्व १०, सर्ग ४, पृ० ९९)

( 16 ) The Capital ( Champā ) was situated on the Ganges ( as stated By HwenThsang )

હ્યુએનત્સાંગના કહેવા પ્રમાણે રાજનગર ચમ્પા ગંગા નદી ઉપર આવ્યું હતું.

( Cunninghām's Ancient Geography of India P. 546 )

( 17 ) The Tāmrliptas with the sea-coast people and the beautiful capital of Champā protected by Deva."

તામ્રલિપ્ત પ્રાંતના લોકો, સમુદ્ર તટ પર નિવાસ કરતા પ્રજાજનો અને મનોહર રાજનગર ચંપાને દેવ ( ચંદ્રગુપ્ત બીજો ) રક્ષણ કરતા.

( History of Indiā P. 124 By Jayaswal. )

( 18 ) Champā, the famous capital of Anga stood on the river of the same name (modern Chāndan) and the Ganges."

ચંપાનગરી એ ગંગા નદી અને ચંપા નદી (હાલની ચાંદન નદી) ઉપર આવેલી છે.

(" C. A. G. I." P. 723.)

( १९ ) " ........... ...ताम्रलिप्तान् ससागरान्
चम्पां चैव पुरीं रम्यां भोक्ष्यन्ते देवरक्षितान् ॥ "

" वायुपुराण "

( २० ) दधिवाहणगहणत्थं चम्पं वेढइ सयाणिओ राया ।
एगाए रत्तीए नावाकडगेण गंतूणं ॥७३॥ "

( श्री नेमिचंद्रसूरिकृत प्राकृत महावीर चरित्र पत्र ९४ )

( २१ ) राजधानी (चम्पा) जो गंगा नदी के उत्तरी तट पर है ।

( हुएनसांग का भारतभ्रमण पृ. ९२२. )

(22) That the Guptas established a Government of their own at Champā.

ગુપ્તવંશી રાજાઓએ ચંપામાં પોતાનું સૈન્ય સ્થાપિત કર્યું હતું.

( H. I Pp. 32-33.)

( २३ ) अस्या एव परिसरे श्रीश्रेणिकसूनुरशोकचन्द्रो नरेन्द्रः कूणिकापराख्यः श्रीराजगृहं जनकशोकाद् विहाय नवीनां चम्पां अचीकरच् चारुचम्पकरोचिष्णुं राजधानीम् ।

તેની–જૂની ચંપાની સમીપે શ્રી શ્રણિક રાજાના પુત્ર અશોકચંદ્ર–કૂણિકે–પિતાના શોકને લીધે રાજગૃહી નગરીનો ત્યાગ કરી નવીન ચંપાનગરીને યથાર્થ નામવાળી મનોહર રાજધાની બનાવી.

तीर्थकल्प. पृ. ६९

ઉપર્યુક્ત આટલા બધા પ્રમાણો સિદ્ધ કરી બતાવે છે કે જૂની ચંપા અને નવી ચંપા બન્ને પૂર્વ દિશામાં આવેલા અંગદેશની રાજધાની અને ગંગા નદીના કિનારે આવેલી છે. અર્થાત્ ગંગા નદી વગર ચંપાનગરીનું અસ્તિત્વ હોઇ શકે નહીં.

ખરી રીતે ભાગલપુર જીલ્લામાં જે ચંપા જુદી તરીકે સ્વીકારી છે તે જ ચંપા પૂર્વદેશમાંના અંગદેશની રાજધાની હતી.

## અંગદેશ ક્યાં આવ્યો ?

ચંપાનગરીનું સ્થાન ઐતિહાસિક દૃષ્ટિએ નિશ્ચિત કર્યા પછી હવે અંગદેશ ક્યાં આવ્યો તેના સ્થાનનો નિર્ણય કરીએ.

'પ્રાચીન ભારતવર્ષ'માં એવી રીતનું લખે છે કે–બંગાળ ઇલાકામાં ભાગલપુર જીલ્લાવાળો ભાગ અંગ દેશ તરીકે હોવાનું ઠરાવી દીધું છે, પણ પ્રાચીન ગ્રન્થમાં વર્ણન તેવું કરાયું હોય એમ આધાર બતાવાતો નથી વિગેરે વિગેરે.

એ ઉપરાંત 'પ્રાચીન ભારતવર્ષ'માં અંગદેશને દક્ષિણ દિશામાં આવેલ મધ્યપ્રાન્તમાં જ્યાદ્રપૂર્વક નકશો ચિતરી બતાવે છે.

આ બધી બિના એટલી બધી અસત્ય, ભ્રામક અને પ્રમાણરહિત છે કે ડૉ. શાહ સિવાય બીજો કોઇ પણ આમ લખવાનું સાહસ પણ ભાગ્યે જ કરી શકે.

ચંપાનગરી ક્યાં આવી તેને માટે ઉપર જેમ અનેક પુરાવાઓ અપાયા છે તેમ જ અંગદેશ ક્યાં આવ્યો તેને માટે પણ શાસ્ત્રમાં ને ઇતિહાસમાં અનેક પુરાવાઓ અને આધારો બતાવ્યા છે. પ્રાચીન ગ્રન્થો, પુરાવાઓ અને નકશા તપાસ્યા હોત તો તેમને ઘણા આધાર મળી શક્યા હોત. અંગ દેશ ક્યાં આવ્યો તે હકીકત–સ્થાન નિશ્ચિત કરનારા પુરાવાઓ નીચે પ્રમાણે છે.

( 1 ) Anga was the country to the East of Magadha.

અંગ દેશ મગધની પૂર્વમાં હતો.

(Poli. His. of Anc. India P. 75.)

( २ ) अथ सर्वे प्रथमं प्राचीं दिशं शिश्रियुः यत्र अंग-वंग–सुम्ह–ब्रह्म–पुण्ड्राद्या जनपदाः ।

( ' काव्यमीमांसा ' पृ० ८ by Dalal )

( ३ ) तत्र वाराणास्याः परतः पूर्वदेशः । यत्र अंग-कलिंग–कोसल.........प्रभृतयो जनपदाः ।

કાવ્યાનુશાસન કહે છે કે–કાશીનગરી–વારાણસીની પેલી તરફનો પૂર્વદેશ કહેવાય છે અને ત્યાં અંગ, કલિંગ ને કોસલ વિગેરે દેશો આવેલા છે.

(काव्यानुशासनम् सटीकम् पृ. १९३.)

( ४ ) अंगा, वंगा: कलिगाश्च................
अन्येऽपि देशा: प्राच्या ये पुराणे संप्रकीर्तिता: ॥

પુરાણોમાં બતાવ્યું છે કે અંગ, બંગ, કલિંગ અને બીજા પણ પૂર્વદેશ તરીકે ઓળખાય છે.

( नाट्यशास्त्रम् पृ. २०९ Vol. II )

( 5 ) The monks or nuns may wander towards the East as far as Anga, Magadh..............

Brihat Kalpa Sutra 1, 51

સાધુઓ કે સાધ્વીઓ પૂર્વદિશામાં અંગ અને મગધ સુધી વિચરી શકે. બૃહત કલ્પસૂત્રમાં પૂર્વદેશના અંતની મર્યાદા બાંધી દીધી કે અંગ, મગધ એ સાધુઓના વિહાર માટે પૂર્વદિશાના છેલ્લામાં છેલ્લા દેશ છે. એટલે તેને માટે તો પૂર્વદિશા સિવાય બીજી કલ્પના પણ ન કરી શકાય.

( ६ ) यह कहा गया है कि अंग से पूरबदेशों का, महाजन पद युग में, आर्यों को पता न था, क्योंकि सोलह महाजनपदों में सब से पूरब का देश अंग ही है।

(भारतीय इ. रूपरेखा जि. १ पृ. ९२० जयचन्द्र विद्यालंकार.)

( 7 ) Anga the easternmost country named in the *Atharvaveda.* (V. 22, 14.)

અથર્વવેદ એમ બતાવે છે કે-અંગ એ પૂર્વ દિશાની સીમા-મર્યાદામાં સૌથી છેલ્લો દેશ છે.

( Anc. Geo. of India P. 722. )

( 8 ) Champā a nagar at a distance of about five miles from Bhāgalpur.

ભાગલપુરથી લગભગ પાંચ માઈલ દૂર ચંપાનગરી છે.

( H. I. P. 32. Note. )

( 9 ) Fahien makes Champā to have been 18 yojans east from Pātliputra.

પાટલીપુત્ર( પટના )થી ચંપા ૧૮ યોજન પૂર્વદિશા તરફ છે એમ ફાહિયાન જણાવે છે.

On Yuan Chwang Vol II, By Walters p. 182

( 10 ) This ( Champā country ) the pelgrim ( Hwen Thsang ) describes as above 4000 Li in circuit, with its Capital more than 40 Li in circuit, situated on the south side of the Ganges.

યાત્રિક હુએનત્સાંગે, ચંપા દેશનો વિસ્તાર ૪૦૦૦ 'લી'થી વધારે અને તેની રાજનગરીનો વિસ્તાર ૪૦ 'લી'થી વધારે હોવાનું કહ્યું છે. અને તે ગંગા નદીની દક્ષિણે હોવાનું લખ્યું છે.

( H. C. T. I. P. 181 )

( 11 ) Samudragupta seems to have, later on, annexed Samatata ( સમતટ ) to the province of Champā, to have a natural frontier upto the sea, which was a matter of necessity for an easier access to and the administration of Orissā and Kalinga, and the sea-trade with further India.

સમુદ્રગુપ્તે આગળ જતાં સમુદ્ર પર્યંત કુદરતી રીતે માર્ગ મોકળો થઇ જાય એ ઉદ્દેશથી ચંપા પ્રાંત સાથે સમતટને જોડી દીધો હતો. ઓરિસ્સા અને કલિંગમાં સહેલાઇથી જઇ શકાય, એ બન્નેનો કારોબાર સારી રીતે ચાલી શકે અને બૃહદ્ ભારતવર્ષ સાથે સમુદ્રમાર્ગે વ્યાપાર વધી શકે તે માટે આ માર્ગ અનિવાર્ય હતો.

History of India P. 145 By Jayaswal.

( १२ ) चंपा से पूर्व ९० योजन जाकर फाहियान तांब्रलिप्ति–जनपद में पहुंचा।

फाहियान ४॥≡

( १३ ) १८ योजन पर उसे गंगा पार करने पर चंपा का देश मिला। ४॥=

गंगा के किनारे किनारे पूर्व दिशा में १८ योजन उतर कर दक्षिण किनारे पर चम्पा का महाजनपद पड़ा ( यह भागलपुर जिले का एक विभाग है। )

फाहियान पृ. ८१

( १४ ) "चंपा अंगजनपदेषु च" ચંપા અંગદેશમાં છે, એવો પાઠ અનેક ગ્રન્થોમાં ઉપલબ્ધ થાય છે.

( १५ ) जम्बूद्दीवे २ भरहवासे दस रायहाणीओ पं. तं.

चम्पा, महुरा, वाणारसी य सावत्थी तहत सातेतं ।
हत्थिणउर कंपिल्लं मिहिला कोसंबि रायगिहं ॥

स्थानांग सूत्र, स्था. १०, उद्देशः ३, पृ. ४७७

( १६ ) चंपानगरी अंगजनपदेषु ।

स्थानांग टी. पृ. ४७९

( 17 ) Kingdom of Asokaનો નકશો. પૂર્વમાં ગંગાના કિનારા ઉપર **ચંપાને** બતાવી છે.

Buddhist India P. 320.

( 18 ) Carte Archeaology......de L'inde નો નકશો.

L'inde Aux. Temps des Mauryas.

( 19 ) The Ānava kingdom in the east, the nucleus of which was *Anga*, became devided up into five kingdoms, said to have beenn amed after the king *Bali's* sons; Anga, Vanga, Kalinga, Sumha and Pundra,

પૂર્વનું આણુવ રાજ્ય જેનું કેંદ્રરૂપ અંગ રાજ્ય હતું તેનાં પાંચ ભાગ પડી ગયા હતા. તેના માટે એમ કહેવાય છે કે બલિના પુત્રોના નામ ઉપરથી તેના નામો પડ્યા હતા: અંગ, વંગ, કલિંગ, સુમ્હ ને પુંડ્ર.

'A. I. H. C.' P. 89. By Majumdār

( 20 ) The Capital of Anga was Mālini, and its name was changed afterwards to Campā or Campāvati ( Bhāgalpur ) after king Campa.

Ancient In. Historical Tradition P. 272.

( २१ ) तत्र वाराणस्याः परतः पूर्वदेशः । यत्र अंग-कलिंग–कोसल–तोसल........ब्रह्मोत्तरप्रभृतयो जनपदाः ।

का. मीमांसा पृ. ९३.

( २२ ) पूर्व दिशा में कजंगल नामक निगम ( कस्बा ) है।

કજંગળ અંગદેશમાં છે એ તો સુપ્રસિદ્ધ છે. અંગદેશ પૂર્વમાં હોવાનું આ પાઠથી પણ ઉપલબ્ધ થાય છે.

બુદ્ધચર્યા પૃ. ૩૯૭. रा. सांकृत्यायन.

( 23 ) Anga–the state east of Magadha with its capital Campā. According to Cunningham, the site of the ancient city of Champā is to be indentified with the :two villages-Campanagara and Campapura–which still exist near Bhāgalpura.

The Early History of Kausāmbi. P. 9.

અંગ એ મગધનું પૂર્વનું રાજ્ય છે. અને તેમની રાજધાની ચંપા છે. સર કનિંગહામના વિચાર પ્રમાણે પ્રાચીન ચંપાનું સ્થાન ચંપાનગર અને ચંપાપુર જે અત્યારે પણ ભાગલપુરની પાસે છે તેના ઉપરથી જાણી શકાય છે.

આ બધા શાસ્ત્રીય, ઐતિહાસિક'ને નકશાઓના પુરાવા-ઓથી એમ સિદ્ધ થાય છે કે અંગદેશ પૂર્વમાં છે; દક્ષિણ દિશામાં કે મધ્યભારતમાં નથી.

ઉપર આગમના પુરાવાઓ છે, કોષોના અને બૌદ્ધ-ગ્રન્થોના, ચરિત્રો ને કાવ્યો, હુએનત્સાંગ ને ફાહીયાન જેવા

મુસાફરો, હિન્દી, અંગ્રેજી, ગુજરાતી, પ્રાચીન, અર્વાચીન ઇતિહાસકારોના, પુરાણ, મહાભારત, કાવ્યશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર, તીર્થકલ્પ વિગેરે તમામના પુરાવાઓ આપ્યા છે અને તે બધાએ ચંપાનગરી અને અંગદેશને પૂર્વ દિશામાં ગંગા નદીને કિનારેજ બતાવ્યા છે.

'પ્રાચીન ભારતવર્ષ'માં અંગદેશ દક્ષિણ દિશામાં ક્યાંથી આવ્યો એના કાંઇ પુરાવા છે ખરા ?

તેમણે રૂપનાથના ખડક R. E.ને અખંડનીય પુરાવા તરીકે બતાવ્યો છે અને કથાનકો ને દંતકથાઓનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ એકેનું નામ કે પુરાવા રજૂ કર્યા નથી. અને કદાચ રજૂ કર્યા હોત તો પણ નિર્મૂળ દંતકથાઓ એ ઇતિહાસ જ નથી.

તેમના પુસ્તકમાં એક વધારે હાસ્યજનક બિના તો એ છે કે તેઓ એક પછી બીજા ને બીજા પછી ત્રીજા પાનાઓ ને ટીપ્પણો જોવા ભળાવે છે અને એમ કરી વાચકોને ભ્રમણામાં નાખે છે; છતાં ય છેવટે બધું તપાસી જતાં અંતમાં કાંઇ અર્થ નીકળતો નથી. જેમકેઃ—

પુ. ૨, પૃ. ૩૬૪ ઉપર લખે છે ટી. ૩૬ માં જુઓ.

ત્યાં વળી લખે છે ટી. ૨૯ જુઓ.

ત્યાં વળી લખે છે પૃ. ૩૬૪ ટી. ૩૫ જુઓ. અને એ બધી ઝાડી ફરી વળતાં જોઇએ છીએ ત્યારે કશો સારાંશ કે ચોખવટ મળતાં નથી.

તેનો અર્થ તો વાચક એ કરી શકે કે બિનપાયાદાર ને પુરાવા વગરની કેવળ કલ્પનાકલ્પિત બિનાઓને ભૂલાવવા માટે પુસ્તકોનાં પૃષ્ઠો અને ટીપ્પણોમાં વાચકોને ભ્રમિત કરી નાખવા મથે છે !

જ્યારે આ સંબંધમાં તેમની સાથે પ્રશ્નચર્ચા કરવામાં આવી ત્યારે ચંપાપુરી અને ગંગાનો સંબંધ એક નૂતન યુક્તિ હોય અને કોઇ અવળો પ્રશ્ન હોય એમ તેમને લાગ્યું. અને એ મેં જ્યારે જાણ્યું ત્યારે મને ભારે આશ્ચર્ય થયું કે ડૉ. મહાશય ચંપા અને ગંગા વિષે આવું મંતવ્ય ધરાવી શકે છે ખરા !

" પ્રાચીન ચંપાપુરીનો નાશ ઇ. સ. પૂ. ૫૫૬ માં થઇ ગયા બાદ **લગભગ ત્રીસ બત્રીસ વર્ષે** આ રાજા કૂણિક-વાળી ચંપાની સ્થાપના થઇ છે. "

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૧૩૯

" ઇ. સ. પૂ. ૫૫૭ માં વત્સપતિ રાજા શતાનીકે, ચંપા ઉપર હલ્લો કરી ભાંગી નાખી હતી,...એટલે કે આશરે **પચીસ વર્ષે** તેનો પુનરુદ્ધાર થયો એમ ગણવું."

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૩૭૪ ટી.

" વળી તે નગરી સર્વથા નાશ પામેલી નહોતી એટલે **બે ત્રણ વર્ષમાં** જ તેનો પુનરુદ્ધાર કરાવી રાજ્યપાટ ફેરવી ત્યાં રહેવા લાગ્યો. "

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૨૯૬

આવા પરસ્પરવિરોધી લખાણથી એમ જ માનવું રહ્યું કે ચંપા બાબત તેમને પોતાને જ કશી ખબર નથી. ઇ. સ. પૂ. ૫૫૬ માં ભાંગી ગઇ એમ લખે છે અને ઇ. સ. પૂ. ૫૨૪ માં તેને નવી સ્થાપી એમ પણ ૫૨૪ પૃષ્ઠ ઉપર લખે છે અને તે સાથે સાથે એમ પણ લખે છે કે બત્રીસ વર્ષ ઉજ્જડ રહી, બીજી વખત લખે છે ૨૫ વર્ષે પુનરુદ્ધાર કર્યો, ત્રીજી વખત લખે છે ત્રણ વર્ષમાં જ પુનરુદ્ધાર કર્યો–આ ત્રણે વિરોધી હકીકતો ઇ. સ. પૂ. ૫૫૬ થી ઇ. સ. પૂ. ૫૨૪ વચ્ચે કયા ગણિતના હિસાબથી થઈ શકે તે સમજવું મુશ્કેલ નથી. એટલે કે ઉપરની હકીકત તદ્દન અસંગત છે.

કારણ કે તેમણે ઇ. સ. પૂ. ૫૨૮ માં કૂણિકનું રાજ્યારોહણ અને ઇ. સ. પૂ. ૫૨૭ માં ભગવાન મહાવીરનું નિર્વાણ પૃ. ૩૯૮ ઉપર સાલવારીમાં લખ્યું છે; જ્યારે કૂણિકના રાજ્યત્વકાળ–ગાદીનશીન થયા પછી અને ભગવાનના નિર્વાણ પહેલાં ૧૪ વર્ષે ગોશાળક મૃત્યુ પામ્યો. ગોશાળક મૃત્યુ પામ્યો તે પહેલાં રાજા કૂણિક સાથે હલ્લ વિહલ્લ ને ચેટક રાજાનું મહાયુદ્ધ થયું, જે **ભગવતી સૂત્ર, નિરયાવલિ** વિગેરેમાં '**મહાશિલાકંટક યુદ્ધ**' ને નામે પ્રસિદ્ધ થયું છે. તે યુદ્ધ ઇ. સ. પૂ. ૫૪૦ ની આસપાસ થયાનું મનાય છે. એ યુદ્ધ પહેલાં ભગવાનનું કૂણિકે ચંપાનગરીમાં સામૈયું કર્યું છે. હવે જો ઇ. સ. પૂ. ૫૨૭ માં ભગવાનનું નિર્વાણ અને ઈ. સ. પૂ. ૫૨૮ માં કૂણિકનું રાજા થયાનું માનવામાં આવે તો એ એક વર્ષના ગાળામાં

ગોશાળા પછીના ૧૬ વર્ષનું ભગવાનનું જીવન, હલ્લ વિહલ્લનો યુદ્ધકાળ અને એ બધા વર્ષો કયાં સમાવવા ? એટલે એ સિદ્ધ થાય છે કે કૂણિકના ગાદીનશીન થવાની 'પ્રાચીન ભારતવર્ષ'ની સાલ જ ખોટી છે.

વળી શાસ્ત્રોમાં તો રાજા શ્રેણિક કરતાં ભગવાન સાથે કૂણિકના પ્રસંગો વધારે ઉપલબ્ધ થાય છે, એટલે શ્રેણિક રાજા કરતાં કૂણિકનો ભગવાન સાથે વધારે સહવાસ રહ્યો હતો એમ માનવું જોઇએ.

બીજું અસત્ય પ્રતિપાદન એ છે કે તેમણે રાજા શ્રેણિકનું મૃત્યુ ઇ. સ. પૂ. ૫૨૮માં ગણાવ્યું છે, તે પણ અસંગત છે; કારણ કે શાસ્ત્રપ્રસિદ્ધ હકીકત એવી છે કે ભગવાનને કેવળ-જ્ઞાન થયા પછી શ્રેણિક રાજા બહુ વધારે સમય જીવ્યા નથી. ઇતિહાસકારો પણ એમ જ માને છે.

करीब ४२ वर्ष की अवस्थामें केवलज्ञान प्राप्त कर भगवान महावीर जब राजग्रहनगर में गये उस समय राजा श्रेणिक वृद्धावस्था को पहुंच चूका था।

जैन सूत्रों में महावीर के साथ श्रेणिक विषयक जितने प्रसंग उपलब्ध होते हैं उनसे कहीं अधिक उल्लेख अभयकुमार और कूणिक संबंधी मिलते हैं, इससे भी यही ध्वनित होता है कि महावीर का केवली जीवन श्रेणिक ने अधिक समय तक नहीं देखा।

वी. नि. सं. पृ. ३.

શ્રેણિકનો રાજ્યકાળ.

૬૦૧–૫૫૨ ઇ. સ. પૂર્વ.

( के. पी. जयस्वाल )

૬૦૧ થી ૫૫૨ ઇ. સ. પૂર્વ.

( मुनि कल्याणविजयजी. )

૫૮૨ થી ૫૫૪ ઇ. સ. પૂર્વ.

अर्लि हिस्टरी, चतुर्थ आवृत्ति, विन्सेन्ट स्मीथकृत.

ઉપરના બધા મંતવ્યોથી એમ સિદ્ધ થાય છે કે– શ્રેણિકનું અવસાન ઇ. સ. પૂ. ૫૫૨–૫૩ની આસપાસ માનવું રહ્યું. અને તે પછી ભગવાનનો કૂણિક સાથે જ લાંબો પરિચય રહ્યો હોવાનું મનાય છે.

**હવે બીજી રીતે** મહાવીરનો અને કૂણિકનો સંબંધ તથા કૂણિકનો રાજ્યત્વકાળ અને ગાદીનશીન થયાનો સમય જોઇએ.

અજાતશત્રુ( કૂણિક )ના રાજ્યત્વકાળના આઠમા વર્ષમાં ભગવાન બુદ્ધ ૮૦ વર્ષનું આયુષ્ય પૂરું કરી નિર્વાણ પામ્યા. અને બુદ્ધના સ્વર્ગવાસ પછી લગભગ ( ૧૪ ) ચૌદમા વર્ષે ભગવાન મહાવીર ૭૨ વર્ષનું આયુષ્ય પૂરું કરી નિર્વાણ પામ્યા. એટલે કે ભગવાન બુદ્ધ કૂણિકના રાજ્યત્વકાળના આઠમા વર્ષે નિર્વાણ પામ્યાના હિસાબે ભગવાન મહાવીર કૂણિકના રાજ્યત્વકાળના ( ૨૨ ) **બાવીસમે વર્ષે નિર્વાણ પામ્યાનું** સિદ્ધ થાય છે.

**ત્રીજી રીતે** મહાવીર અને કૂણિકનો સંબંધ **બૌદ્ધ ગ્રન્થોને** આધારે મેળવીએ.

'દીઘનિકાય'માં લખ્યું છે કે કૂણિક(અજાતશત્રુ)ના રાજ્યત્વકાળના પ્રથમ વર્ષમાં મહાવીર અને કૂણિકનો સંબંધ થયો છે.

"अन्नतरो पि खो राजामच्चो राजानं मागधं अजातसत्तुं वेदेहीपुत्तं एतदवोच—" अयं देव! निगंठो नातपुत्तो, संघी, चेव गणी च गणाचारियो च ञातो, यशस्सी, तीत्थकरो, साधुसंमत्तो, बहुजनस्स रतन्नु, चिरपव्वजितो अद्धगतो वयो अनुपत्ता ति।"

અર્થાત્ એમાંના એક મંત્રીએ........અજાતશત્રુને કહ્યું કે–મહારાજ! આ નિર્ગ્રન્થ જ્ઞાતપુત્ર આવ્યા છે................ .......ચિરદીક્ષિત અને અર્ધગત ઉમરના છે.

("दीघनिकाय.")

હવે ઉપરના બૌદ્ધગ્રન્થના આધારે અજાતશત્રુના રાજ્યકાળના પ્રથમ વર્ષમાં આ ચર્ચા થયેલી મનાય છે. એ હિસાબે ઉપર વાંચ્યા પ્રમાણે મહાત્મા બુદ્ધ ૭૨ વર્ષના હતા (કારણ કે તે પછી આઠમે વર્ષે, ૮૦મા વર્ષે નિર્વાણ પામ્યા) અને ભગવાન મહાવીર अर्धगतवयाः એટલે લગભગ ૫૦ વર્ષના હતા.

હવે અજાતશત્રુ(કૂણિક)ના રાજ્યકાળના પ્રથમ વર્ષમાં ભગવાનની ૫૦ વર્ષની ઉમર હતી તો એ સિદ્ધ થાય છે કે– ભગવાન ૭૨ વર્ષની ઉમર ભોગવી કૂણિકના રાજ્યત્વકાળના

બાવીસમા વર્ષમાં નિર્વાણ પામ્યા × અને ભગવાન સાથે કૂણિક રાજાનો બાવીશ વર્ષનો સંબંધ માનીએ તો જ ઐતિહાસિક ઘટનાઓનો મેળ બરાબર બેસી શકે છે.

ભગવાન મહાવીરને ઇ. સ. પૂ. ૫૫૭ માં કેવળજ્ઞાન થયું તે પહેલાં તરત જ લગભગ, તેમણે બારમું ચોમાસુ ચંપા-નગરીમાં કર્યું હતું, અને તે પછી વિચરીને, ફરીને સત્તરમા ચોમાસા વખતે (ચોમાસુ ત્યાં કર્યું ન હતું) ચંપામાં આવ્યા ત્યારે કૂણિકે ચંપાનગરીમાં ભગવાનનું સામૈયુ કર્યું હતું.

તે પછી હલ્લ વિહલ્લ ને ચેટક રાજા સાથે કૂણિકનું યુદ્ધ થયું. ઇ. સ. પૂ. ૫૪૦માં તેનું વર્ણન **ભગવતી સૂત્રના** સાતમા શતકના નવમા ઉદ્દેશામાં પત્ર ૨૯ થી ૩૫માં આવે છે અને તે **નિરયાવળિ** વિગેરેમાં महाशिलाकंटकना નામે પ્રસિદ્ધ થયું છે.

તે પછી ગોશાળાના મૃત્યુની હકીકત બને છે, અને તે ભગવાનને કેવળજ્ઞાન થયા પછી ચૌદમા વર્ષે બનેલી ઘટના છે. 'भगवती सूत्र' માં એ ઘટના આવી રીતે લખી છે કે–

"तुमं णं आउसो कासवा ! ममं तवेणं तेएणं अन्नाइट्ठे समाणे अंतो छण्हं मासाणं पित्तज्जरपरिगयसरीरे दाहवक्कंतीए छउमत्थे चेव कालं करेस्ससि"

(भगवती सूत्र, श. १५, पृ. ३८९.)

× આ હકીકત 'વીરનિર્વાણ સંવત'માં મુનિરાજ શ્રીકલ્યાણવિજયજીએ વિસ્તારથી લખી છે.

" नो खलु अहं गोसाला! तव तवेणं तेएणं अन्नाइट्ठे समाणे अंतो छण्हं जाव–कालं करेस्सामि, अहन्नं अन्नाइं सोलस वासाइं जिणे सुहत्थी विहरिस्सामि, तुमं णं गोसाला! अप्पणा चेव सएणं तेएणं अन्नाइट्ठे समाणे अंतो सत्तरत्तस्स पित्तज्जरपरिगयसरीरे जाव –छउमत्थे चेव कालं करेस्ससि। "

( भगवती सूत्र, श. १५, पृ. ३८५ )

આ બધી હકીકતથી નિર્ણય એ કરવાનો છે કે—તે પ્રસંગો મહાવીર અને કૂણિકની વિદ્યમાનતામાં જ બનેલા છે.

ગોશાળકે પોતાના મૃત્યુ પહેલા તેના શિષ્યોને આઠ ચરિમોની પ્રરૂપણા કરી હતી તેમાં હલ્લ વિહલ્લ યુદ્ધની હકીકત પણ મૂકે છે.

" इमाइं अट्ठ चरिमाइं पन्नवेति। तं जहा–१ चरिमे पाणे, २ चरिमे गेये, ३ चरिमे नट्टे, ४ चरिमे अंजलिकम्मे, ५ चरिमे पोक्खलसंवट्टए महामेहे, ६ चरिमे सेयणए गन्धहत्थी, ७ चरिमे महासिलाकंटए संगामे, ८ अहं च णं.......................

भगवती सूत्र, श. १५, पृ. ३८७

આથી એમ સિદ્ધ થાય છે કે-હલ્લ વિહલ્લનું યુદ્ધ ગોશાળાના મૃત્યુ પહેલાં થયું છે, અને ગોશાળાનું મૃત્યુ થયા પછી ૧૬ વર્ષ પર્યંત ભગવાન જીવ્યા હતા. એટલે સોળ વર્ષ એ અને તે પહેલાની યુદ્ધની ઘટના તે મહાશિલાકંટક તરીકેની પ્રસિદ્ધિ વિગેરેમાં પણ કેટલાક

મ્બી–વત્સ દેશમાં થયું છે અને તે બાદ તેની આસપાસ વિચર્યા છે. 'જૈન' ૧૯ ૪/૩૬

આ બીજા અવતરણની માનેલી હકીકતને આધારે, ભગવાન મહાવીરનું કૈવલ્યસ્થાન કોશામ્બીની આસપાસ છે એમ નિર્ણય આપવામાં આવ્યો લાગે છે.

પણ ખરી રીતે એ બધી હકીકત અસત્યપ્રાયઃ છે. સૌથી પ્રથમ તો એ વસ્તુ છે કે–ભગવાનનું છદ્મસ્થાવસ્થાનું છેલ્લું ચોમાસુ કોશામ્બી–વત્સમાં થયું જ નથી એટલું જ નહીં પણ ભગવાનના કુળ ૪૨ બેંતાલીશ ચોમાસામાં એક પણ ચોમાસુ કોશામ્બી–વત્સમાં થયું નથી એમ શાસ્ત્રો કહે છે; છતાં આવી ખોટી વિગતો તેમને ક્યાંથી મળી શકી હશે તે જ એક આશ્ચર્ય છે. શાસ્ત્રોમાં ક્યાંઈ પણ કોશામ્બીના ચોમાસાની વિગત મળવી અશકય છે.

તેમણે ચોમાસાની વિગતો બતાવી છે તે શાસ્ત્રથી વિરુદ્ધ જાય છે. તેમણે જે રીતે ચોમાસા ગણાવ્યા તે નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ અસ્થિક ગ્રામ | ૧૪ રાજગૃહી ને નાલંદા |
| ૩ ચંપા–પૃષ્ઠચંપા | ૬ મિથિલા |
| ૧૨ વૈશાલી ને વાણિજ્યગ્રામ | ૨ ભદ્રિકામાં |
| ૧ આલંભિકાનગરી | ૧ અપાપા |
| ૧ શ્રાવસ્તી | ૧ વજ્રભૂમિ |
| | ૪૨ |

(પ્રા. ભા. ભા. ૧, પૃ. ૨૮૦)

કેવળજ્ઞાન પ્રાપ્ત થયા બાદના જે ૩૦ ચોમાસા છે તેમાંનું ૨ ચંપામાં, ૧૦ વૈશાલી, ૧૩ રાજગૃહી અને ૬ મિથિલામાં.

( પ્રા. ભા. ભા. ૧, પૃ. ૨૮૦ )

અને આ બાબતનું પ્રમાણ કલ્પસૂત્ર સુબોધિકાનું આપે છે, પણ કૌશામ્બીનું ચોમાસુ તેમાં દેખાતું નથી.

કલ્પસૂત્રમાં જે જણાવ્યું છે તે આ પ્રમાણે છેઃ—

" तेणं कालेणं तेणं समएणं समणे भयवं महावीरे अट्ठियगामं नीसाए पढमं अंतरावासं उवागए १, चंपं च पिट्ठचंपं च नीसाए तओ अंतरावासे वासावासं उवागए४, वेसालिं नगरिं वाणियगामं च नीसाए दुवालस अंतरावासे वासावासं उवागए १६, रायगिहं नगरं नालंदं च बाहिरियं नीसाए चउदस अंतरावासे वासावासं उवागए ३०, छ मिहिलाए ३६, दो भद्दिआए ३८, एगं आलंभिआए ३९, एगं सावत्थीए ४०, एगं पणिअभूमीए ४१, एगं पावाए मज्झिमाए हत्थिवालस्स रण्णो रज्जुगसभाए अपच्छिमं अंतरावासं वासावासं उवागए ४२, ॥ १२२ ॥

( कल्पसूत्र पृ. ३९–३६ )

| | |
|---|---|
| ૧ અસ્થિગામમાં | ૨ ભદ્દિઆમાં |
| ૩ ચંપા–પૃષ્ઠચંપામાં | ૧ આલંભીયામાં |
| ૧૨ વૈશાલીમાં | ૧ સાવત્થીમાં |
| ૧૪ રાજગૃહીમાં | ૧ પણિયભૂમિમાં |
| ૬ મિથિલામાં | ૧ મજ્ઝિમપાવામાં |
| | ૪૨ |

'वयदिणाओ अ' भयवओ बायालीसं वासा चउम्मासीओ जायाओ। तं जहा—**एगा** अट्ठिअगामे, **तिण्णि** चंपापिट्ठीचंपासु, **दुवालस** वेसाली—वाणिअग्गामेसु, **चउद्दस** नालंदा--रायगिहेसु, **छ** मिहिलाए, **दो** भद्दिआए, **एगा** आलभिआए, **एगा** पणियभूमीए, **एगा** सावत्थीए, चरिमा पुण मज्झिमपावाए हत्थिवाल रण्णो अभुञ्जमाण सु कसालाए आसि।

'विविध तीर्थकल्प' श्रीजिनप्रभसूरि पृ. ३४.

આ પ્રમાણે કલ્પસૂત્ર કે વિવિધ તીર્થકલ્પ વિગેરેમાં કયાંય પણ કોશામ્બી-વત્સમાં ભગવાનનું ચોમાસુ થયાનું જોવામાં આવતું નથી. પછી કોશામ્બીનું ચોમાસુ એ છદ્મસ્થાવસ્થાનું છેલ્લું ચોમાસુ શી રીતે બતાવ્યું હશે ?

વળી બીજું. કેવળજ્ઞાન પછી ભગવાને ચંપામાં એકે ચોમાસુ કર્યું નથી. ત્રણે ચોમાસા છદ્મસ્થાવસ્થામાં જ કર્યાં છે, છતાં 'પ્રાચીન ભારતવર્ષ'માં કેવળજ્ઞાન થયા પછી પણ ચંપામાં એક ચોમાસુ થયાનું ગણાવ્યું છે તે પણ અસત્ય છે.

તેમજ શ્રી મહાવીરે આ ત્રીસ વર્ષના ગાળામાંનો મોટો ભાગ, એટલે કે અર્ધ ઉપરાંતનો કાળ—સોળ ચોમાસા રાજગૃહી નગરીમાં જ ગાળ્યાં છે.

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૨૫૫

આ પણ એક અસત્ય બિના છે અને તેમના આગળના લખાણ સાથે પરસ્પર વિરોધ આવે છે. ભગવાને રાજગૃહીમાં

કુલ ચૌદ જ ચોમાસા કર્યાં છે. પછી સોળ ચોમાસા થયાનું લખવું તે પણ અસંગત છે.

## છદ્મસ્થાવસ્થાનું છેલ્લું ચોમાસુ ક્યું ?

ત્યારે હવે તેમનું છેલ્લું છદ્મસ્થાવસ્થાનું ચોમાસુ કયાં કર્યું છે ? પ્રથમ તો છદ્મસ્થાવસ્થાનું છેલ્લું ચોમાસુ ક્યું હતું એ જ વિચારીએ. શાસ્ત્રોથી અને ઇતિહાસથી એમ સિદ્ધ થાય છે કે તેમનું **બારમું ચોમાસુ એ છદ્મસ્થાવસ્થાનું** છેલ્લું ચોમાસુ હતું.

## બારમું ચોમાસુ ક્યાં થયું ?

છદ્મસ્થાવસ્થાના છેલ્લા ચોમાસાનો નિર્ણય થયા પછી હવે એ નિર્ણય કરીએ કે તે ચોમાસુ કયાં થયું હતું ? કૌશામ્બીમાં તો એકે ચોમાસુ થયું જ નથી. શાસ્ત્ર અને ઇતિહાસ કથન પ્રમાણે, કૌશામ્બીમાં નહીં પણ જે અરસામાં શતાનીક રાજાએ ચંપાનગરી ભાંગી તે પછી **ચંપાનગરીમાં** છદ્મસ્થાવસ્થાનું છેલ્લું ચોમાસુ થયું હતું.

અહીં હું અગિયાર ને બારમા ચોમાસાના વચગાળાના સમયમાં ભગવાન કયાં કયાં વિચર્યા ? કયાં અભિગ્રહ ધારણ કર્યો ને કયાં પારણું કર્યું ? તે પછી કેવળજ્ઞાન કયારે અને ક્યાં થયું તે *details*–બારીક હકીકત બતાવું છું જેથી તે બરાબર સમજી શકાય.

ભગવાને અગિયારમું ચોમાસુ વૈશાલી નગરીમાં કર્યું. તે પછી ચોમાસુ પૂરું થયે ભગવાન **સુંસુમારપુર** આવ્યા. ત્યાંથી **ભોગપુર, નંદિગ્રામ, મેંઢિયગામ** આવ્યા અને ત્યાંથી **કૌશામ્બી**માં આવ્યા. ત્યાં પોષ વદિ ૧નાં રોજ અભિગ્રહ ધારણ કર્યો. તે પછી પુનઃ વિચરીને પાછા કૌશામ્બીમાં આવ્યા અને છ માસમાં પાંચ દિવસ ઓછા હતા ત્યારે કૌશામ્બીમાં જ જેઠ શુદિમાં *પારણું કર્યું.

## બારમું ચોમાસુ

તે પછી ફરતા ફરતા ભગવાન **સુમંગળ, સુછિત્ત, પાલક** વિગેરે ગામોમાં વિચરીને **ચંપા**માં આવ્યા. ત્યાં તેમણે **બારમું ચોમાસુ કર્યું.**

એ ચોમાસા પછી ભગવાન **જંભીયગામ, મેંઢિયગામ, છમ્માણિ મજ્ઝિમ પાવા** વિગેરેમાં વિચરી જંભીયગામ( ઋજુવાલુકા નદી ઉપર )માં આવ્યા ત્યાં તેમને વૈશાખ શુદિ ૧૦ ના દિવસે કેવળજ્ઞાન થયું; એટલે કેવળજ્ઞાન પહેલાનું ચોમાસુ તેમનું ચંપાનું જ ગણાય અર્થાત્ **ચંપામાં કરેલું બારમું ચોમાસુ ભગવાનની છદ્મસ્થાવસ્થાનું છેલ્લું ચોમાસુ કહેવાય.**

---

* ડૉ. શાહનું "પોષ શુદિ પડવાના દિવસે અભિગ્રહ લીધો છે" એ કથન પણ વ્યાજબી નથી. અભિગ્રહ પોષ **વદિ** પડવાને દિવસે લીધાનો ઉલ્લેખ છે.

હવે તેને લગતા શાસ્ત્રના પ્રમાણો જોઈએ:—

ततो विहरमाणोऽगाद् विशालीं नगरीं प्रभुः ।
तत्र चैकादशो वर्षा-कालो व्रतदिनादभूत् ॥ ३४३ ॥

....................................

स्वामी च विहरन् प्राप, चंपां नाम महापुरीम् ॥ ६०५ ॥

तत्राग्निहोत्रशालायां स्वातिदत्तद्विजन्मनः ।
तस्थौ वर्षा चतुर्मासीं, द्वादशीं स्वाम्युपोषितः ॥ ६०६ ॥

તદનંતર ભગવાન વિચરતા વિચરતા વૈશાલીમાં આવ્યા અને ત્યાં અગિયારમું ચોમાસું કર્યું. તે પછી ભગવાન ચંપાનગરીમાં પધાર્યા અને સ્વાતિદત્ત બ્રાહ્મણની અગ્નિહોત્ર શાળામાં બારમું ચોમાસુ રહ્યા.

त्रि. श. च. पर्व १०, सर्ग, ४.

चतुर्मास्यत्यये स्वामी, जृम्भकग्राममाययौ ॥ ६१४ ॥

....................................

श्रीवीरोऽप्यगमद् ग्रामे, मेंढकग्रामनामनि ॥ ६१६ ॥

....................................

ग्रामं षण्मानिनामानं जगाम भगवानपि ॥ ६१८ ॥

स्वामी जगाम ऋजु-पालिकया महत्या ।
नद्या सनाथमथ जृम्भकसन्निवेशम् ॥ ६९८ ॥

( ચંપાપુરીનું ) ચોમાસુ વીત્યે પ્રભુ જૃંભક ગામ આવ્યા, ત્યાંથી મેંઢક ગામમાં, ત્યાંથી ષણ્માણિ ( છમ્માણિ ) ગામમાં આવ્યા અને ત્યાંથી ઋજુવાલુકા નામની મોટી નદી ઉપર આવેલા જૃંભક ગામમાં આવ્યા.

त्रि. श. चरित्र, पर्व १०, सर्ग ४.

महावीर चरित्र प्राकृत ( गुणचन्द्रकृत )માં પણ આ જ હકીકત વર્ણવી છે. आवश्यक चूर्णि पूर्व ભાગમાં પણ પત્ર ૩૧૯–૨૦ ઉપર એ હકીકત છે.

એટલે એ બધી હકીકતથી માલૂમ પડે છે કે ભગવાનનું છદ્માવસ્થાનું છેલ્લું ચોમાસુ–બારમું ચોમાસુ ચંપામાં થયું છે.

લેખકના કથન પ્રમાણે કૌશામ્બીના છદ્મસ્થાવસ્થાના છેલ્લા ચોમાસા બાદ અભિગ્રહ પૂરો થયો. એ કથન પણ વાસ્તવિક નથી, કારણ કે ભગવાને અગિયારમા ચોમાસા પછી પૌષ વદિ ૧ ના દિવસે કૌશામ્બીમાં અભિગ્રહ લીધો અને તે છ મહિનામાં પાંચ દિવસો ઓછા હતા ત્યારે તે પૂરો થયો છે. હવે પોષ વદિ( માગશર વદિ )થી છ માસ ગણીએ તો જેઠ માસ આવે છે. એટલે **શાસ્ત્રીય માસની રીતિ**એ જેઠ શુદિમાં અભિગ્રહ પૂરો થયો ગણાય. અર્થાત્ બારમા ચોમાસા પહેલાં જ અભિગ્રહ પૂરો થઇ ગયો છે, એમ નિશ્ચિતપણે માની શકાય. હવે પ્રમાણો જોઇએ.

जत्थ पोसबहुलपडिवयपडिवन्नाभिग्गहस्स सिरिमहावीरस्स

चंदणबालाए पंचदिवसूणछम्मासेहिं सुप्पकोणट्ठिअकुमासेहिं पारणं कारियं।

वि. ती. कोशाम्बीनगरी कल्प, पृ. २३

तत्थ य भयवया पोसबहुलपाडिवए एवंविहो दुरणुचरो अभिग्गहो पडिवन्नो।

महावीर चरित्र (गुणचन्द्र कृत) प. २४१

पञ्चाहन्यूनषण्मासी–तपः पर्यन्तपारणम्।
कृत्वा धनावहगृहा–न्निर्ययौ भगवानपि ॥ ६९२ ॥

છ માસમાં પાંચ દિવસ ઓછા હતા ત્યારે પારણું કરી ધનાવહ શેઠના ઘરેથી ભગવાન નીકળ્યા.

त्रि. श. चरित्र, पर्व १०, सर्ग ४.

पंच–दिण–ऊण–छम्मास–तव–समत्तीए पारणं काउं।

कुमारपालप्रतिबोध पृ. १८९.

ઉપરના બધા પ્રમાણોથી એમ જ સિદ્ધ થાય છે કે ભગવાનનો અભિગ્રહ, અગિયારમા ને બારમા ચોમાસાના વચગાળાના સમયમાં જ પૂરો થઈ ગયો છે.

વળી શ્રી મહાવીરને કેવળજ્ઞાન થયાની હકીકત જણાવી છે તે પણ યુક્તિયુક્ત લાગતી નથી. પ્રા. ભા. માં લખ્યું છે કે—

...આ પુત્રીનું નામ પાછળથી ચંદનબાળા પાડવામાં આવ્યું હતું...પછી થોડા સમયમાં જ (આઠઅગીઆર માસ બાદ)

ઉપરની માન્યતા પ્રમાણે છદ્મસ્થાવસ્થાનું છેલ્લું ચોમાસુ કૌશામ્બીમાં (કલ્પના જ અસંભવ છે છતાં) થયું, પછી તેની આસપાસ ભગવાન વિચર્યા, પછી પોષ (શુદિ નહીં પણ) વદિમાં અભિગ્રહ લીધો, પછી અભિગ્રહ પૂરો થયો અને કાનનો ઉપસર્ગ થયો. આ ક્રમ આવ્યો.

હવે વિચારવાનું એ છે કે-ભગવાનનો અભિગ્રહ તો છદ્મસ્થાવસ્થાના છેલ્લા ચોમાસા પહેલાં પૂરો થઇ ચૂકયો છે એ શાસ્ત્રસિદ્ધ વાત પ્રમાણપૂર્વક ઉપર બતાવાઇ ગએલ છે.

બીજું કાનના ઉપસર્ગમાં તો આ અનુક્રમ ભારે બાધક થઈ પડે છે, કારણ કે કૌશામ્બીના ચોમાસા પછી. તેની આસપાસ વિચર્યા, અને પોષ માસે અભિગ્રહ લીધો. પછી લગભગ છ માસે (પાંચ દિવસ ઓછા) જેઠ માસે અભિગ્રહ પૂરો થયા બાદ અને ચોમાસુ બેસતા પહેલાના વચગાળાના એકાદ માસના સમયમાં સુમંગળ, સુછિત્ત, પાલક વિગેરે ગામોમાં વિચર્યા કયારે ? એક માસમાં તેમણે ચોમાસુ કયાં કરી લીધું ? પછી વિહાર કરીને છમ્માણિ કયારે પહોંચ્યા ? ઉપસર્ગ કયારે થયો ? એ વિગેરે બધી બાબતોનો મેળ એક જ માસમાં બેસે શી રીતે? એક ચોમાસા માટેજ ચાર માસ તો જોઇએ.

વળી એ પણ લક્ષ્યમાં રાખવાનું છે કે કૌશામ્બીથી ભગવાન **સીધા છમ્માણી** ગયા હોય એવો ઉલ્લેખ નથી. છમ્માણિમાં તો ગયા છે ચંપામાં ચોમાસુ કર્યા પછી અને કાનના ઉપસર્ગની હકીકત તો ચંપાના ચોમાસા પછીના વખતમાં બનેલી છે.

વળી કાનના ઉપસર્ગની હકીકત, અભિગ્રહ પૂરો થયા પછી અને કેવળજ્ઞાન થયા પહેલા–વચગાળાના સમયમાં–બનેલી છે. અભિગ્રહ પૂરો થયા પહેલા પણ નહીં અને કેવળ-જ્ઞાન થયા પછી પણ નહીં.

ત્યારે હવે જો પ્રા. ભારતવર્ષના લેખકની કૌશાંબીના ચોમાસાની કે તે પછીના અનુક્રમની કલ્પના જો ખરી માનવામાં આવે તો આ બધો મેળ ત્રિકાળમાં પણ કોઇ રીતે સંગત થાય નહીં. એટલે એ **ચોમાસા વિગેરેની તમામ હકીકતના ક્રમની કલ્પના તદ્દન અસંગત, અસંબદ્ધ અને નિર્મૂળ ઠરે છે.**

**ખરી હકીકત એ** છે કે પાછળ કહ્યું તેમ કૌશામ્બીમાં ચોમાસુ થયું નથી પણ જેઠ મહિનામાં અભિગ્રહ પૂરો કરી ભગવાન ચંપામાં આવ્યા. ત્યાં ચોમાસુ કરીને વિચરતા વિચરતા છમ્માણિ ગયા અને ત્યાં કાનનો ઉપસર્ગ થયો. ત્યાંથી મજ્ઝિમપાવામાં ગયા. ત્યાં વૈદ્યે કાનના ખીલા કાઢ્યા અને ત્યાંથી **જંભીયગામ** આવ્યા.

એ અવાન્તર હકીકતો પછી છદ્મસ્થાવસ્થાનું છેલ્લું ચોમાસુ પૂરું કરી કેવળજ્ઞાન ક્યાં થયું એ સ્થાન–પ્રસ્તુત વિષય-ઉપર આવીએ.

‘ પ્રાચીન ભારતવર્ષ ’ પુસ્તકમાં ભારહુતને જંભીય ગામ માની તેની પાડોશમાં વહેતી સોન( સુવર્ણરેખા )ની એક પેટા નદીને રિજુવાલુકા તરીકે ગણાવી છે. તેમાં લખ્યું છે કે—

હાલમાં તે નદીનું નામ સોન છે. પણ તે સમયે, હિરણ્યરેખા અથવા સુવર્ણરેખાના નામથી ઓળખાતી હતી. એટલે સુવર્ણરેખાનું **સોન** નામ તે અપભ્રંશ તરીકે પડ્યું કહેવાય. આ નદીના આરંભમાં તેનાં બે નાનાં ફાંટા છે. તેમાંના એક ભાગની રેતી બહુ જ બારીક, સુંવાળી અને સ્પર્શમાં મુલાયમ હોવાથી તેને 'રજુવાલુકા' નામથી સંબો-ધાયલી છે. આ પેટા નદી જ્યાં હાલના મધ્ય પ્રાંતમાં નાગોડ રાજ્ય છે, અને જેના ભારહુત ગામે મોટો સ્તૂપ માલૂમ પડ્યો છે ત્યાંની પાડોશમાં આવેલ છે.

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૩૦૨.

આ હકીકત બહુ વિચિત્ર લાગે છે. વળી

Survey of India 4th edi. 1929 Sheet N. 63 Scale 1=16 miles. નો નકશો જોતાં ત્યાં સોન નદીની કોઇ શાખા વહેતી હોય તેમ દેખાતું નથી. વળી નકશા પરથી ભારહુત અને સોન નદીનું અંતર બહુ દૂર–લગભગ ચાલીસ માઇલ જેટલું દૂર–જણાય છે.

Early History of India. edi. IV By Vincent Smith P. 170–71 નો નકશો પણ તેના પુરાવા તરીકે મોજૂદ છે.

જ્યારે પૂર્વદેશમાં જંભીયગામ પાસે ઋજુવાલુકા નદી વહે છે તે સત્ય ઘટના છે. स्वामी जगाम ऋजुपालिकया महत्या नद्या सनाथमथ जृम्भकसन्निवेशम् ॥

એટલે દક્ષિણ દેશમાં આવેલી કોઇ **નદીવાળા ભારહુત ગામને જંભીયગામ માની શકાય તેમ નથી.**

વળી જંભીયગામ પાવાપુરીથી બાર યોજન દૂર આવેલ છે; જ્યારે 'પ્રાચીન ભારતવર્ષ'ના હિસાબે **સાંચીને** પાવાપુરી માનવામાં આવે તો પણ સાંચી અને ભારહુત વચ્ચે અત્યારે જ લગભગ ૨૦૦ બસો માઇલનું અંતર છે તો ખરી પાવાપુરી અને ભારહુત વચ્ચે કેટલું અંતર હોય તે સ્હેજે અનુમાન થઈ શકે.

વળી ભારહુતથી, માનેલી પાવાપુરી (સાંચી) એક રાતમાં ચાલીને આવી શકાય એ અસંભવ છે જ્યારે ભગવાન તો જંભીયગામથી એક રાતમાં જ પાવાપુરી ગયેલ છે તે શાસ્ત્રપ્રસિદ્ધ ઘટના છે.

> स्फुटे मार्गे दिन इव देवोद्योतेन निश्यपि।
> द्वादशयोजनाध्वानां मव्यसत्त्वैरलंकृताम् ॥
> ..........अपापामगमत्पुरीम् ॥ १८ ॥

त्रि. श. सर्ग ९, पर्व १०, पृ. ६४

જેથી ભારહુતને જંભીયગામ માનવું એ મિથ્યા કલ્પના છે, એમ કહી શકાય.

એટલે ખરી પ્રાચીન તીર્થભૂમિ તરીકે સર્વસ્વીકૃત અને જ્યાં ખરેખર કેવળજ્ઞાન થયું હતું તે કૈવલ્યપ્રાપ્તિસ્થાન જંભીયગ્રામ તો પૂર્વદિશામાં પાવાપુરી પાસે આવેલું છે.

તે જ વાસ્તવિક છે. અને એક રાત્રિમાં આવવાનું ત્યાં જ શક્ય છે. નીચેની હકીકતો પણ તેને અંગે જાણવાજોગ છે.

"પાર્શ્વનાથ હીલ( સમ્મેતશિખર )થી દક્ષિણ પૂર્વમાં આજી (Ajaiy) નામની મોટી નદી વહે છે. આ નદીને એક કાંઠે લગલગ બે માઇલ ઉપર જમગ્રામ ( Jamgrām ) નામનું પ્રાચીન ગામ છે. અહિં જૂનો કિલ્લો વિગેરે પણ છે. આ ગામ પાર્શ્વનાથ હિલથી દક્ષિણ પૂર્વમાં લગભગ પચાસ માઇલ એટલે પચીસેક ગાઉ થાય........

એટલે એવી કલ્પના થઇ શકે છે કે આ આજી નદી એ જ તે વખતની ઉજુ ( ऋजु ) નદી હોય અને આ **જમગ્રામ** એ જ તે વખતનું **જંભીયગ્રામ** હોય.

પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ભા. ૧, પૃ. ૩૩ ટી.

अजयनद्—वीरभूमजेलाय प्रवाहित एकटी नद।....एइ नदेर गर्भदेश अतिशय वालुकापूर्ण।

(Encyclopaedia India (Bangāli)પ્રથમ ભાગ, પૃ.૪૧૦)

अजमती–अजयनदेर नामान्तर।

ઉપરનું પુસ્તક પૃ. ૪૦૧

આ બધી બિનાઓથી તદ્દન સરળ રીતે સમજી શકાય છે કે–દક્ષિણ દિશામાં મધ્ય પ્રાંતમાં આવેલ ભારહુત તે જંભીયગામ કે ભગવાનનું કૈવલ્યધામ નથી પણ **પૂર્વ દિશામાં પાવાપુરીથી બાર યોજન દૂર ઋજુવાલુકા નદી ઉપર આવેલું જંભીયગામ ભગવાનનું કૈવલ્યસ્થાન છે.**

: ૧૦ :

## પાવાપુરી ક્યાં આવ્યું ?

'પ્રાચીન ભારતવર્ષ'માં પાવાપુરીની હકીકત, શોધ-ખોળ (?) અને વર્ણનો માટે નિરાધાર કલ્પનાઓની જે પરંપરા ચલાવી છે, અજ્ઞાનનું જે પ્રદર્શન ભર્યું છે, અસત્યો ને આભાસોની જે ભરમાર આદરી છે અને વસ્તુઓની જે ખીચડી કરી દીધી છે તે ખરેખર સસ્મિત અને સખેદ આશ્ચર્ય ઉપજાવે તેવી છે. એક સામાન્ય માણસને પણ આવી બાળચેષ્ટાઓ કરતાં સંકોચ થાય.

પાવાપુરીની શોધખોળ (?) કરવામાં પૂર્વદેશમાં આવેલું **પાવાપુરી**, દક્ષિણદેશ–મધ્યપ્રાંતમાં ભોપાળ પાસે આવેલું **સાંચી** અને ઉત્તર પશ્ચિમમાં જોધપુર પાસે આવેલું **સાચોર** એ ત્રણેને એક ગણાવી દક્ષિણ દેશમાં ખરી પાવાપુરી–મહાવીરની નિર્વાણભૂમિ હોવાનો નિર્ણય અપાયો છે.

તેમાં સંચી, સાંચી, સંચીનગરી, સંચીપુરી, સંચયપુરી, સચ્ચપુરી, સચ્ચીપુરી, સત્યનગર, સાચોરનગર, વિદિશા, પર્વતપુરી અને તેથી પાવાપુરી આવા એક બીજા સત્ય અને અસત્ય અપભ્રંશ શબ્દો બનાવી, એક બીજા શહેરને તે અપભ્રંશ શબ્દો લાગુ કરી, પાવાપુરી, સાંચી અને સાચોરનો ખીચડો કરી ખૂબ ખૂબ ભ્રમણા ફેલાવી મૂકી છે.

'પ્રાચીન ભારતવર્ષ'નાં અવતરણો તપાસતાં તે આસાનીથી માલૂમ પડી આવે છે.

( ૧ ) સંચી અથવા સાંચી અંગ્રેજીમાં તેને 'Sanchi' લખાય છે, એટલે તેને ગુજરાતીમાં વાંચતા, સંચી અથવા સાંચી બન્ને તરીકે વાંચી શકાય. મતલબ કે તે બન્ને શબ્દો એક જ સ્થાનના નામના છે.

( ૨ ) આ નામ જૈન ગ્રંથોમાં પણ નજરે પડે છે. તેમાં તેને **સચ્ચપુરી** કહી છે. પછી વર્તમાનકાળનો સંચી શબ્દ તે આ સચ્ચપુરીનો અપભ્રંશ થયો હોય કે સ્વતંત્ર રીતે જ યોજાયો હોય કે પછી તે બન્ને સ્થાનો સચ્ચીપુરી અને સંચી-પણ ભિન્ન ભિન્ન હોય તે એક જુદી જ વાત છે.

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૧૮૬.

( ૩ ) જૈન ગ્રન્થમાં તેનું નામ આવે છે. તેવા તો અનેક પ્રસંગો હશે; પણ બે મુખ્યપણે હોઇ તે જણાવીશ. તે બેમાં જે વિશેષ પ્રાચીન મનાય છે તેમાં સચ્ચીપુરી શબ્દ છે જ્યારે, અર્વાચીન છે તેમાં **વિદિશા** શબ્દ છે.

પ્રમાણો આપતાં ટીપ્પણમાં લખે છેઃ—

( ૪ )( ટી. અ. ) જગચિંતામણિ નામક એક સૂત્ર છે....તેમાં એક ગાથા આ પ્રમાણે છેઃ—

જયઉ સામી જયઉ સામી રિસહ સત્તુંજી,
ઉજ્જિંત પહુ નેમિજિણં ચ, જયઉ વીર સચ્ચઉરિમંડણ.

આમાં જે સચ્ચઉરિ છે તે સચ્ચપુરિ=સત્યપુરી સમજવાની છે.

( ટી. વ. ) બીજા સૂત્રની રચનાનો સમય ઇ. સ. સોળમી સદીનો છે. મોગલસમ્રાટ અકબરના સમયે,

કવિ સમયસુંદર કરીને, જૈન શ્રમણ થઇ ગયા છે. તેમણે આ સ્તવન રચ્યું છે. તેમાંનું એક ચરણ આ છેઃ—

પૂર્વ દિશિ પાવાપુરી, ઋદ્ધે ભરી રે,
મુક્તિ ગયા મહાવીર, તીરથ તે નમું રે.

( અર્થ........ ) આ કડીને સુધારીને વાંચવા જરૂર છે.

" પૂર્વ વિદિશિ પાવાપુરી ( પાપાપુરી ) ઋદ્ધે ભરી રે " મૂળ આ શબ્દ હોવો જોઇએ, પણ લહીઆયે વિદિશાને બદલે દિશા શબ્દ લખી દીધો જણાય છે.

પ્રા. ભા ભા. ૧, પૃ. ૧૮૬–૮૮.

( ૫ ) હવે આ બન્ને કડીઓ ( પ્રાચીન ને અર્વાચીન ) એકઠી કરીશું તો એમ ભાવાર્થ નીકળશે કે, **શ્રી મહાવીરનું નિર્વાણ સત્યપૂરિ–સચ્ચીપુરી અથવા બીજી રીતે પાવાપુરી નગરીમાં થયું છે;** અને દેહનો અંત તો હમેશાં એક જગ્યાએ જ હોય, કાંઇ બે ભિન્ન ભિન્ન જગ્યાએ ન હોય. જેથી માનવું પડશે કે, સત્યપુરી ને પાવાપુરી તે બન્ને એક જ નગરી છે. પછી એક જ નગરીનાં જુદા જુદા પરાં હોય તે જુદી વાત ગણાય.

( ૬ ) છતાં મેં જેમ સૂચવ્યું છે તેમ ' વિદિશા ' શબ્દ ન લેતાં, જેમ કડીમાંનું ચરણ અત્યારે ગવાતું આવ્યું છે તેમ, પૂર્વ દિશા એમ જ રાખવું હોય તો એવો અર્થ ઘટાવવો રહે છે કે–અવંતિ દેશની પૂર્વ દિશાનો જે ભાગ છે તેમાં ઋદ્ધિથી ભરપૂર એવી પાવાપુરી નગરી આવેલી છે,

અને તે નગરીમાં શ્રીમહાવીરની મુક્તિ થવા પામી છે.

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૧૮૮ ટી.

( ૭ ) A. S. I. (Imp Ser. Vol X. 1874–75 & 76–77) પૃષ્ઠ ૫૮ માં........" પુરૂવિદા દિસાગિરિ પુતાનદાનમ્' આવા શબ્દો કોતરાવાયા છે, એમ ગ્રન્થના લેખક સર કનિંગહામ જણાવે છે. આ શબ્દોમાં આપણી કડીવાળા પૂર્વદિશિ પાવાપુરી શબ્દની કાંઇ ગંધ આવે છે કે?

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૧૮૯ ટી.

( ૮ ) મોગલસમ્રાટ અકબરના સમયે સમયસુંદર નામે એક કવિ ને લેખક થયા છે. તેમણે રચેલ તીર્થમાળાના સ્તવનમાં લખ્યું છે કે:

" પૂર્વે વિદિશાએ પાવાપુરી........"

જો કે કડીમાં, રાસ મેળવવા કાજે હોય, કે લેખક કે લહીયાની ભૂલ થઇ હોય, ગમે તે કારણ હોય, પણ તે ગાથામાં " પૂર્વ દિશે પાવાપૂરી " આવા અપભ્રંશ થયેલ શબ્દો નજરે પડે છે. પણ ખરી રીતે તે શબ્દો, મેં જે પ્રમાણે ઉપર સુધાર્યા છે તે પ્રમાણે હોવા જોઇએ.

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૧૯૭ ટી.

( ૯ ) જો સચ્ચીપુરી જ શબ્દ હોય તો તે માગધી છે અને તેનુ સંસ્કૃત નામ સત્યપુરી કહેવાય. અથવા પુરીને સ્થાને નગર શબ્દ વાપરો તો સત્યનગર કહેવાય. અને સત્યનગરને માગધીમાં બોલો તો સાચોરનગર કહેવાય. સચ્ચીપુરી

અથવા સાચોરનગર તે એક જ સ્થાનદર્શક બે શબ્દો થયા.

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૧૮૮.

(૧૦) " એટલે એક વસ્તુ ઉપર ધ્યાન જાય છે કે, તે પ્રદેશમાં અનેક સ્તૂપોનો સમૂહ આવેલો હોવાથી,....સંચય-સંગ્રહ તરીકે એકઠો કરેલ હોવાથી તેનું નામ સંચયપૂરી **ઠરાવી દેવામાં** આવ્યું હોય. અને કોઇ **બુદ્ધિશાળીએ,** તેમાંથી પણ સુધારીને, **મૂળ નામ જે સચ્ચીપુરી** હતું તેને અનુરૂપ થઈ પડે તેવું જ નામ બનાવીને, સંચયપુરીને બદલે સંચીપુરી **ગોઠવી દીધું** હોય, તો તે બનવાજોગ છે. આ પ્રમાણે આ નગરીના નામને લગતો ઇતિહાસ સંભવિત ગણી શકાય "

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૧૮૯-૯૦

" ....સંચીપુરી નામ તો પાછળથી ગોઠવાયું લાગે છે. બાકી ખરું નામ તો સત્યપુરી હશે. ....જેને માગધી ભાષામાં સચ્ચપુરિ કહેવાય અને તેનું રૂપાંતર થઇ સંચી-સંચયપુરી નામ પડ્યું લાગે છે. "

પ્રા. ભા. ભા. ૧. પૃ. ૧૯૫

(૧૧) " અત્યારે જૈન પ્રજાનો મુખ્ય ભાગ શ્રી મહાવીરની નિર્વાણભૂમિ માટે પાવાપુરી નામનું સ્થળ તો માને છે જ, પણ તેનું સ્થાન ઠેઠ બંગાળ ઈલાકામાં જણાવી રહ્યા છે. જ્યારે તે સ્થાન ત્યાં ન હોઇ શકે, પણ આ અવંતિના પ્રદેશમાં જ છે એમ, આવા પ્રકારના ઐતિહાસિક પુરાવાથી જણાવી શકાય છે. "

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૧૯૦

"આ વિદિશા અથવા સાંચી નગરને જૈન તીર્થસ્થાન તરીકે જ ગણવામાં આવ્યું છે."

આ. ભા. ભા. ૧, પૃ. ૧૯૮

ઉપર પ્રમાણે ઓછામાં ઓછા અગિયાર પારિગ્રાફ લીધા છે. હવે આપણે તે ઉપર ક્રમશઃ વિચાર કરીએ.

પારિગ્રાફ ૧

અંગ્રેજી શબ્દો કે અક્ષરો ઉપરથી આપણે આપણો ઇતિહાસ ઘડવાનો નથી એ યાદ રાખવું ઘટે. અંગ્રેજો પોતાની અશક્તિને લીધે એવી ઘણી ભૂલો કરે છે તેથી આપણે પણ તેને ચીલે ચાલી આપણું સાહિત્ય, ઘટના અને ઇતિહાસ બગાડી ન શકાય. અંગ્રેજીને પ્રમાણ ગણી પ્રસ્તુત પુસ્તકમાં કેટલીક ભૂલો થઈ છે તે પાછલા પ્રકરણોમાં જણાવાયું પણ છે.

વાસ્તવમાં સંચી અને સાંચી એ બે શબ્દો નથી. સાંચી એક જ શબ્દ ખરો છે. હિંદી ભાષામાં પણ તેને સાંચી જ કહે છે. હિન્દી ભાષાના પુસ્તકોનો સહારો લીધો હોત તો આવી ભૂલો ન બનવા પામત.

પારિગ્રાફ ૨

સચ્ચપુરી ઉત્તરપશ્ચિમમાં જોધપુર પાસે મારવાડમાં છે. તે જોધપુર સ્ટેટનું ગામ છે; જ્યારે સાંચી દક્ષિણ દિશામાં મધ્યપ્રાંતમાં ભોપાળ પાસે ભોપાળ સ્ટેટનું ગામ છે. તે બન્ને જુદી ભૂમિમાં, જુદી દિશામાં જુદા જુદા ગામો છે. તે બન્ને કોઈ કોઇના અપભ્રંશ નથી; સ્વતંત્ર શહેરો છે.

પરિશિષ્ટ ૩-૪

જગચિંતામણિનું ચૈત્યવંદન અને **તીર્થમાળાનું સ્તવન** તેમાં પ્રમાણ તરીકે રજૂ કરાયાં છે. વાસ્તવમાં જગચિંતામણિ ચૈત્યવંદનમાં જોધપુર સ્ટેટનું સચ્ચઉરિનું વર્ણન બતાવે છે-સાચોર તીર્થની સ્તુતિ-વંદન કરે છે.

જ્યારે **તીર્થમાળાનું સ્તવન** પૂર્વ દિશામાં આવેલ બીહારના પાવાપુરીનું વર્ણન કરે છે. તે નથી સાંચી માટે કે નથી સાચોર માટે. તે એકલા પાવાપુરીનું દ્યોતક છે.

'પ્રાચીન ભારતવર્ષ'ના લેખકે તે સ્તવનમાંના અક્ષરોમાં હેરફેર કરી-સ્તવનના ભાવાર્થને વિકૃત કરી-તે સ્તવનને પોતાની કલ્પના તરફ વાળવાનો છૂટી યત્ન કર્યો છે તે ખરેખર શોચનીય છે.

તે સ્તવનમાંના મૂળ **દિશા** શબ્દને બદલે **વિદિશા** શબ્દ મૂકી ખરો અર્થ ફેરવી નાખ્યો છે. **દિશા** શબ્દ (ઉત્તર દક્ષિણ વિગેરે દિશાસૂચક શબ્દ)ને **વિદિશા** (નગરી)નું નામ બનાવી. દિશા શબ્દથી વિદિશા નગરીનું સૂચન કર્યું છે; જ્યારે દોષ મૂળ લેખક કે લહિયાનો બતાવ્યો છે એ વળી વધુ શોચનીય છે. જે ખરેખર સત્ય છે તેને લહીયાની ભૂલ માની, ખરી વસ્તુને વિકૃત બનાવી અસત્ય હકીકતને જનતા સમક્ષ સત્ય બતાવવાનો પ્રયત્ન કરવો તે નરી ધૃષ્ટતા છે. જગતમાં જો આવા જ ઇતિહાસો રચાતા હોત તો ખરો ઇતિહાસ અને ખરી બાબત જગતને જડત જ નહીં. વાસ્તવમાં લહીયાની જે ભૂલ બતાવે

છે તે જ–લહીયાનું લખાણુ જ શુદ્ધ હકીકત રજૂ કરે છે. તેનું ખરું લખાણુ આવું છે.

પૂરવ દિશિ પાવાપુરી ઋદ્ધે ભરી રે;
મુગતી ગયા મહાવીર તીરથ તે નમું રે.
'તીર્થમાળા સ્તવન' ૬ઠ્ઠી કડી.

પારિગ્રાફ ૫

હવે આગળ જતાં તે બન્ને( જગચિંતામણિ અને તીર્થમાળા સ્તવન )ની કડીઓને મેળવીને પૂર્વ અને પશ્ચિમ દિશાનો ખીચડો કરી નાખવામાં આવ્યો છે અને આગળ વધીને તે બન્ને સ્થાનમાંથી સાંચીનો જન્મ આપવા મથે છે તે આપણે જોઇશું.

દેહમુક્તિ એક ઠેકાણે થાય એ ખરું પણ એ દેહમુક્તિ પાવાપુરીમાંથી ઊઠી સાચોર અને સાંચીમાં શી રીતે આવી શકે?

વળી દેહમુક્તિને એક જ સ્થળે બતાવવા માટે પાવાપુરી અને સાચોરને પરાં બતાવી દીધા. પણ એ પરાં કઈ નગરીનાં હતાં તે પણ સાથે સાથે બતાવવું જોઈતું હતું. "**પરા**"થી અર્થ એ નીકળી શકે કે પાવાપુરીથી લઇને સાચોર સુધીની અને તેની આસપાસની એક જ નગરી હતી અને ઘાટકોપર ને વિલેપારલા જેમ મુંબઇના બે પરાં છે તેમ પાવાપુરી અને સાચોર એ બે પણ કોઇ નગરીનાં પરાં હોવાં જોઈએ એમ સ્પષ્ટપણે જ લખી નાખવું જોઈતું હતું. આવી બધી ક્લિષ્ટ કલ્પના શા માટે કરવી પડે છે અને ઇતિહાસને આમ શા માટે વિકૃત કરવો પડે છે એ કળવું મુશ્કેલ છે.

પારિગ્રાફ ૬

આમાં વળી એક અજબ કલ્પના આપણને વાંચવા મળે છે. આ પારિગ્રાફમાં પૂર્વ દિશા શબ્દથી " અવંતિ દેશની પૂર્વ દિશામાં આવેલું " એમ અર્થ કાઢવામાં આવતો હોય તેમ દેખાય છે, પરંતુ પૂર્વ દિશામાં કલ્પેલો વિદિશા શબ્દ નીકળી ગયા પછી પૂર્વ દિશા માત્રથી જ અવંતિ કે અવંતિ દેશની પૂર્વ દિશાનો સંબંધ કયાં મળી શકે છે? અવંતિનો સંબંધ તો વિદિશાને માનીને હતો પરંતુ **વિદિશા** શબ્દ જ જો ખોટો સિદ્ધ થાય તો પૂર્વ દિશા માત્રથી અવંતિ દેશનો સંબંધ આવી શકે નહીં. ' मूलं नास्ति कुतः शाखा ? '

વળી અવંતિમાં એ સ્તવન રચાયું હોય તેવો સ્તવનમાં કયાંય ઉલ્લેખ નથી કે જેથી અવંતિની કલ્પના કરી શકાય. એટલે ' પૂર્વદિશા એમ રાખવું હોય તો ' એમ સંશયાત્મક નહીં પણ પૂર્વ દિશા એ જ સત્ય ને નિશ્ચયાત્મક છે એ આપણે પ્રમાણપૂર્વક જોઇશું.

પારિગ્રાફ ૭

આમાં લિપિ અને તેનો અર્થ બન્નેનું ભારોભાર અજ્ઞાન માલૂમ પડે છે. તે શિલાલેખના ખરા શબ્દો આ પ્રમાણે છે:-

" पुरुविडा दिसागिरिपुतानं दा[ नं ] । "

તેનો અર્થ એ છે કે-

The gift of the sons of Disāgiri( Disāgiri ) from Puruvidā.

Epigraphica Indica Vol. II, P. 387

" પુરુવિડામાંથી દિસાગિરિના પુત્રો તરફથી દાન. " એવો અર્થ તે શિલાલેખના શબ્દોનો થાય છે. એ શબ્દોમાં પાવાપુરી ને પૂર્વ દિશા ક્યાંથી સંભવે તે સમજાતું નથી. યા તો તેમણે લિપિ જાણવી જોઇતી હતી યા તેનો અર્થ મેળવવાની કોશીશ કરવી જોઇતી હતી. ઇતિહાસમાં આવા અનર્થો ઊભા કરવા તે શોભાસ્પદ ન કહેવાય.

સર કનિંગહામનો તેમાં હવાલો અપાયો છે પણ તે તો ભ્રામક છે; કારણ કે કનિંગહામે એ શબ્દો લખ્યા છે એટલા પૂરતો જ તેનો આશય છે, કિન્તુ કનિંગહામ તેનો એ અર્થ કરે છે એવું લખ્યું નથી. (વળી કનિંગહામે તો લેખના શબ્દો શુદ્ધ રૂપે લીધા છે જ્યારે પ્રાચીન ભારતવર્ષમાં તો લેખના શબ્દોમાં પણ વિકૃતિ કરવામાં આવી છે.) કોઇ પણ બુદ્ધિશાળી આવો અર્થ કરે નહીં. એ શબ્દોમાં પાવાપુરી કે પૂર્વ દિશાની જરા પણ ગંધ સરખી આવતી નથી.

પારિગ્રાફ ૮

આ પારિગ્રાફમાં ઇતિહાસનો જ દ્રોહ કરવામાં આવ્યો છે. પોતે માનેલો ઊલટા અર્થવાળો શબ્દ કર્તાના મૂળ લખાણમાં લખી દીધો છે, જે ખરી રીતે ઐતિહાસિક દ્રોહ કરવા બરાબર છે. સુધારોવધારો કરવો હોય કે પોતાનું સ્વતંત્ર મંતવ્ય રજૂ કરવું હોય તો તે પાછળથી કરી શકાય, પરંતુ પોતાની માન્યતા મૂળ કર્તાના લખાણમાં ન મૂકી શકાય. કર્તાનું, શિલાલેખનું કે પ્રશસ્તિનું કાંઇ પણ લખાણ જેમનું તેમ જ રાખવું જોઇએ.

એ તો ઠીક પણ જે ખરી હકીકત છે તેને અપભ્રંશ માની છે અને કલ્પનાભર્યા શબ્દને સત્ય માન્યો છે, એ કાંઈ ઓછું અનર્થકારક નથી.

પાવાપુરી સંબંધી પ્રાચીન લેખકો, ઐતિહાસિક પુરુષો, લહીયાઓ વિગેરે બધા ય, લેખકને ભૂલવાળા અને મૂર્ખ લાગ્યા છે અને 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકના કાલ્પનિક લખાણો જ સત્ય હકીકત છે; શું એમ કહેવાનો આશય છે?

પારિગ્રાફ ૯

આમાં સંસ્કૃત પ્રાકૃત શબ્દોની વ્યુત્પત્તિ ને ઉત્પત્તિ કરી દેખાય છે. તેમાં **સચ્ચીઉરિનું** સંસ્કૃત રૂપ **સત્યપુરી** બતાવ્યું છે અને **સત્યનગરનું** પ્રાકૃત રૂપ **સાચોર** બતાવ્યું છે; પણ **તે બન્ને અસત્ય છે.** સચ્ચીપુરિ જો પ્રાકૃત હોય તો તેનું સંસ્કૃત નામ સત્યપુરિ નહીં પણ **સત્તીપુરિ** થાય; પણ તે નામ જ અશુદ્ધ છે; જ્યારે **સત્યનગરનું** પ્રાકૃત રૂપ સાચોર નહીં પણ **સચ્ચનયર** થાય. તેને વ્યાકરણના સૂત્રો સાથે વધુ સમજાવી શકાય પણ વ્યાકરણ ચર્ચવું અહીં અસ્થાને છે. સાચોર એ સંસ્કૃત નામ નથી તેમ પ્રાકૃત નામ પણ નથી. તે તો પ્રચલિત ભાષાનો શબ્દ છે.

પારિગ્રાફ ૧૦

અહીં પણ એક નવીન કલ્પનાનો ભાસ થાય છે. સંચયપુરી ઇતિહાસમાં કયાંય નજરે પડતું નથી. વળી સંચીપુરીનું નામ **સંચયપુરી ઠરાવી દેવું અને કોઇ બુદ્ધિશાળીએ સંચીપુરી નામ ગોઠવી દેવું** આવી માર્મિક કલ્પનાઓ અને ઐતિહાસિકો

તરફ વ્યંગ્ય લખી લેખક કયો આશય સમજાવવા માગે છે તે સમજવું અઘરું નથી. શું પ્રાચીન સૂત્રો, ગ્રંથો અને ઇતિહાસ બધા 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તક જેવા કલ્પનાપૂર્ણ જ છે એમ કહેવાનો આશય છે ? કે શાસ્ત્રોમાં અને ગ્રંથોમાં બધે બુદ્ધિની કુટિલતા જ વાપરી છે એવો પ્રાચીન ગ્રન્થકારો ઉપર આક્ષેપ મૂકવાનો ઇરાદો છે ?

સંચય ઉપરથી સંચયપુરી અને સંચયપુરીથી સચ્ચીપુરી અને સંચીપુરીની કલ્પના તો બરાબર એના જેવી છે કે કોઇ સ્ત્રીને ગર્ભ રહ્યો હોય અને તેથી ઉલટીઓ થાય એટલે કોઈ ડૉકટર કલ્પના કરે કે તે સ્ત્રીને કોલેરા થયાનો સંભવ છે.

પારિગ્રાફ ૧૧

જૈન પ્રજા–શ્વેતાંબર, દિગંબર–અત્યાર સુધી બીહાર પાસે પૂર્વદેશમાં પાવાપુરી માનતી આવી છે. શાસ્ત્રકારો, તીર્થમાળાઓ, જૈન–જૈનેતર ઇતિહાસવેત્તાઓ, બૌદ્ધો તેમજ પૂર્વીય ને પાશ્ચાત્ય વિદ્વાનો પણ તેને જ પાવાપુરી માને છે. માત્ર માને છે એટલું જ નહીં, સત્ય ઐતિહાસિક હકીકત જ એ છે.

ઉપરની બધી મોં–માથા વગરની કલ્પનાઓ છે કે પાવાપુરી નગરીનો ઈતિહાસ રજૂ કર્યો છે તે કહેવું અઘરું નથી. અને એ બધી કલ્પનાને આધારે એવો નિર્ણય આપવામાં આવ્યો છે કે પાવાપુરી બંગાળમાં નથી પણ અવંતિના પ્રદેશ ( દક્ષિણ ભારત )માં છે, તે બધી રીતે અયુક્ત છે–બાળચેષ્ટા છે.

એ સંબંધી પ્રશ્નચર્ચામાં જણાવે કે–

(૧૨) "પ્રથમ જણાવવાનું કે આ બે વસ્તુ (જગચ્ચિંતામણિ

ચૈત્યવંદન  તથા તીર્થમાળાનું સ્તવન ) મેં પ્રમાણુ–પુરાવારૂપે રજૂ જ કરી નથી. તેં તો માત્ર તે સ્થાનનું માહાત્મ્ય ગાતાં કથન છે એમ જણાવ્યું છે  એટલે કે તેમાં આવાં નામો આવે છે એટલું જ સૂચન કર્યું છે. ”

'જૈન' ૨૬-૪-૩૬

પારિગ્રાફ ૧૨

તે બે વસ્તુ પુરાવારૂપે નથી એમ શા ઉપરથી કહેવાય? પુરાવાને બીજું શું બાકી હોય ? તે બન્ને બાબતોનો ઇતિહાસ, રચનાકાળ, કર્તા વિગેરે બધી સાબિતી આપી, જૈન ગ્રંથ તરીકે બતાવી, તેની પ્રાચીનતા અર્વાચીનતાનો ખ્યાલ આપી જે મુખ્યપણે લાગ્યા તે બે પ્રમાણુરૂપે રજૂ કર્યાં છતાં લખે છે કે તે પુરાવા તરીકે નથી !

ઘડીભર માની લઈએ કે તે પુરાવારૂપે નથી, તો પછી પાવાપુરી સંબંધી જે હકીકતો લખી તે કપોળકલ્પિત જ સમજાય; કારણુ કે સાંચી કે સાચોરને પાવાપુરી તરીકે ગણુવા અને તેને માટે પ્રમાણુ ન આપવા ને કેવળ કલ્પનાઓ કરવી, તે કલ્પનાને ઇતિહાસનું રૂપ આપવું, એ વિદ્વાનોમાં ઘડીભર પણુ પ્રમાણિત ન મનાય.

એ તો ઠીક પણુ પાવાપુરીની હકીકત સંબંધી એ બે બાબતોને ' પ્રાચીન ભારતવર્ષ ' પુસ્તકમાંથી કાઢી નાખવામાં આવે તો કેવળ કલ્પનાઓ જ બાકી રહે છે.

વળી એ કલ્પનાના આધાર પણુ મુખ્ય એ બે વસ્તુઓ જ છે. એ બે વસ્તુ નીકળી જાય તો કલ્પનાને પણુ

અવકાશ નથી. એટલે ' એ બે વસ્તુ પુરાવારૂપે નથી ' એમ કહીને તો લેખક પોતેજ પોતાના પગ પર કુહાડો મારે છે.

વળી ખરી રીતે જે પુરાવા નથી જ તો ઐતિહાસિક પુરાવા એમ ઠેકાણે ઠેકાણે લખ્યું છે તે કયા આધારે ?

આ બધી બિનાથી એમ સ્પષ્ટ દેખાય છે કે કાં તો સાંચી સંબંધી વિચિત્ર ઘેલછા સેવાઇ છે અથવા " પુરુવિદા... " ના શિલાલેખની માફક સાંચી સંબંધી ઘોર અજ્ઞાન દેખાડાયું છે. સાચી હકીકત શોધવા જતાં આખી બાજી ઊંધી વળી જાય તેમ છે.

હવે પાવાપુરીની, સાંચીની અને સાચોરની ખરી હકીકત શી છે તે તપાસીએ.

## સાચોર–સત્યપુર

એ સત્ય બિના છે કે સાચોર–સત્યનયર, સાંચી અને પાવાપુરી ત્રણે ભિન્ન સ્થળો ભિન્ન દિશામાં છે. તેમાં સાચોરની હકીકત આપણે જોઇએ ને સાથે સાથે ઐતિહાસિક પુરાવા પણ રજૂ કરીએ.

( १ ) जयउ वीर सच्चउरिमंडण ।

जगचिन्तामणि चैत्यवंदन.

( २ ) सत्यपुरनो मागधी શબ્દ सच्चउर અને सच्चउर ને। અપભ્રંશ તે સાચોર.

( ૩ ) એ ગામનું અસલ સંસ્કૃત નામ सत्यपुर છે, એને।

प्राकृत ઉચ્ચાર सचउर થઇ અપભ્રષ્ટ રૂપાંતર साचोर બન્યું છે.

जै. सा. संशोधक ૧૯૮૪, આશ્વિન, પૃ. ૨૪૪.

(૪) વળી પ્રાકૃતમાં સત્યપુરી માટે सचउरी વપરાય છે. सचउर ને सचउरी એ બે સમાનાર્થક શબ્દો છે.

पाइअसद्दमहण्णवो पृ. १०७२.

(५) इहेव जम्बुद्दीवे दीवे भारहे वासे मरुमण्डले सच्चउरं नाम नयरं ।

જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં મારવાડમાં સત્યપુર નામનું નગર છે.

विविधतीर्थकल्प, पृ. २८.

(६) मोढेरे वायडे खेडे नाणके पल्यां मतुण्डके, मुण्डस्थले, श्रीमालपत्तने, उपकेशपुरे, कुण्डग्रामे, सत्यपुरे, टंकायां....... नंदिवर्धन–कोटिभूमौ वीरः ।

विविधतीर्थकल्प. पृ. ८६.

(७) श्रीपार्श्वं प्रणमामि सत्यनगरे श्रीवर्धमानं त्रिधा ।

पंच प्रतिक्रमण पृ. २१७

(८) पश्चिमां दिशमाश्रित्य परिस्पन्दं विनाऽचलत् ।
प्राप सत्यपुरं नाम पुरं पौरजनोत्तरम् ॥ २२४॥
तत्र श्रीमन्महावीर–चैत्ये नित्ये पदे इव ।
दृष्टे स परमानन्द–माससाद विदांवरः ॥ २२५ ॥

ऋषभपञ्चाशिका पृ. १६.

ઉપરના બે શ્લોક પ્રભાવકચરિત્રમાં પ્રભાચંદ્ર ગણિએ મહેન્દ્રસૂરિપ્રબન્ધમાં મહાકવિ ધનપાળને ઉદ્દેશીને કહેલા ત્રણ શ્લોકોમાંના છે.

( ९ ) सिरिकन्नउज्झनरवइकारियभवणंमि कीरदारुमए ।
तेरसवच्छरसइए वीरजिणो जयउ सच्चउरे ॥८५॥

विधिपक्षगच्छीय प्रतिक्रमण पृ. १६८.

( १० ) साचोरि श्रीवीरजिणन्द ।

प्रा. ती. मा. १, पृ. १०३.

આ સાચોર ગામ ડીસાથી ૪૦ માઇલ દૂર મારવાડમાં આવેલું છે. જોધપુર સ્ટેટને તાબે છે અને ઉત્તર-પશ્ચિમ દિશામાં છે. આ સાચોર અને પાવાપુરી વચ્ચે તથા સાચોર અને સાંચી વચ્ચે કેટલું અંતર છે તે ભૌગોલિક નકશા ઉપરથી સારી રીતે સમજી શકાય તેમ છે.

સાચોર એ પાવાપુરી પણ નથી તેમ સાંચી પણ નથી. અને તે કોઇ નગરીનું પરું હોવા સંબંધેનો ક્યાંઇ ઉલ્લેખ પણ નથી. એટલે સાચોર એ સ્વતંત્ર શહેર છે. તેને માટે બીજા પણ અનેક પુરાવા છે પણ તત્સંબંધે લંબાણ કરવું વ્યર્થ છે.

## સચ્ચપુરી કેટલી ?

‘પ્રાચીન ભારતવર્ષ’ના લેખક સચ્ચીપુરી બાબત વિશેષ પ્રકાશ પાડતાં સચ્ચીપુરી બે હોવાની કલ્પના કરે છે : એક કલ્યાણકભૂમિ તરીકે, બીજી તીર્થભૂમિ તરીકે.

તે પણ રસિક વિષય હોઇ વાચકોએ વિચારવા જેવી બાબત છે. તેઓ કેટલેક સ્થળે લખે છેઃ

"તે બન્ને ( સચ્ચીપુરી અને સંચી ) એક જ નગર છે, અને તેની સાથે જૈન ધર્મના એક તીર્થનું માહાત્મ્ય ગુંથાયલું છે."

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૧, પૃ. ૧૮૬

"આ વિદિશા અથવા સાંચી નગરને જૈન તીર્થસ્થાન તરીકે જ ગણવામાં આવ્યું છે."

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૧, પૃ. ૧૯૮

"સાંચી એ મહાવીરનું તીર્થસ્થળ છે એ સત્યપૂર્ણ છે."

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૨, પૃ. ૧૯૫

"...સત્યપુર મારી સમજ પ્રમાણે એક તીર્થધામ જ છે, તે કલ્યાણકભૂમિ નથી જ; જ્યારે કે જે સચ્ચીપુરીનું માહાત્મ્ય ગાઇ રહ્યો છું તે તો કલ્યાણકભૂમિ છે."

"આ ઉપરથી એક અનુમાન દોરી શકાય તેમ છે કે શ્રી જિનપ્રભસૂરિ મહારાજની પૂર્વે કેટલાય સમયે બે સચ્ચીઉરિ (સત્યપુર કે સંચીપુરી) હશે અને તે બન્ને સાથે શ્રી મહાવીર પ્રભુના તીર્થ તરીકે અહીંયા જોડાયેલ હશે. પછી એક (સંચીપુરી) તેમની કલ્યાણકભૂમિ તરીકે અને બીજું (સત્યપુર) તેમની મૂર્તિની સ્થાપનાના તીર્થધામ તરીકે આ બેમાંથી પ્રથમ વિષેનું સ્મરણ રફતે રફતે,....પ્રજાની યાદી-માંથી ખસી ગયું અને કેવળ બીજાની માહિતી જ રહી ગઇ. પછી થોડો કાળ ગયો ત્યાં શ્રી જિનપ્રભસૂરિનો સમય

આવ્યો અને તેમણે તીર્થકલ્પ રચ્યું. તેમણે પેલા બીજા **સ્થાનનો ( સત્યપુર-હાલના આસારનો )** જ મહિમા વર્ણવ્યો. ....મતલબ કે, એક જ નામના અને એક જ પ્રભુના બે તીર્થસ્થળ–એક તીર્થધામ અને બીજું કલ્યાણક તીર્થ– હોવાથી આ બધી મુશ્કેલી ઊભી થવા પામી હોય એમ જણાય છે."

"જૈન" ૨૬-૪-૩૬

જે લેખક સચ્ચઉરિને સાંચી તરીકે ગણાવી સચ્ચઉરિનું નામનિશાન મીટાવી દેવા મથે છે તે લેખક અમુક સંયોગોમાં આવી બે સચ્ચઉરિ ગણાવા તૈયાર થાય છે! ઇતિહાસ અને સ્થાનો શું માણસની કલ્પના પ્રમાણે રચાતા ને મટી જતા હશે કે? તેમનું આમ લખવું કે "સત્યપુર મારી સમજ પ્રમાણે એક તીર્થધામ છે, તે કલ્યાણકભૂમિ નથી અને સચ્ચપુરી તો કલ્યાણકભૂમિ છે." એ કેટલું અવાસ્તવિક છે.?

લેખક, પારિગ્રાફ નં. ૯માં જયાં સચ્ચીઉરિ ને સત્યપુરની શબ્દવ્યુત્પત્તિ કરે છે ત્યાં સત્યપુર અને સચ્ચીઉરિને એક ગણાવે છે અને અહીં તીર્થભૂમિ અને કલ્યાણકભૂમિ તરીકે સત્યપુર ને સચ્ચીઉરિને જુદા જુદા ગણાવે છે. વળી પૃ. ૧૮૬, ૧૯૫ તેમજ ૧૯૮ ઉપર જે સચ્ચીપુરિ અને સત્યપુરને તીર્થસ્થળ તરીકે વર્ણવ્યા છે ને સત્યપૂર્ણ બતાવ્યા છે. અને પ્રશ્નચર્ચામાં લખે છે કે "હું તો કલ્યાણકભૂમિ તરીકે વર્ણવી રહ્યો છું!" બોલવાનો અને લખવાનો કાંઇ નિયમ છે કે "मुखमस्तीति वक्तव्यम्!" આ वदतो व्याघात અને પરસ્પર વિરોધ, બુદ્ધિની અને જ્ઞાનની કેવી દયામણી સ્થિતિ પેદા કરી દે છે!

સાચોર સંબંધી પ્રશ્નચર્ચામાં સત્યપુરની બધી હકીકત સ્વીકારે છે પણ સાથે સાથે એક **બીજી સચ્ચીઉરિની** પણ કલ્પના કરી છે. એક સચ્ચીઉરિ તીર્થસ્થળ તરીકે અને બીજી કલ્યાણકભૂમિ તરીકે. અને બે સચ્ચીઉરિની કલ્પના કરી એક સચ્ચીઉરિને તો શ્રી જિનપ્રભસૂરિ પહેલા જ પ્રજાની યાદીમાંથી પણ એસવી દીધી. અત્યાર સુધી કોઇને તે વસ્તુ યાદ ન આવી તે હવે " પ્રાચીન ભારતવર્ષ "ના લેખકને યાદ આવી, કારણ કે શાસ્ત્રોમાં કયાંય પણ બે સચ્ચીઉરીનો ઉલ્લેખ થયો હોય એમ માલૂમ નથી. જો બે સચ્ચીઉરિ હોત તો જેમ બે પાવાપુરીનો ઇતિહાસમાં સ્થળે સ્થળે ઉલ્લેખ છે તેમ બે સચ્ચીઉરિનો પણ ઉલ્લેખ ઇતિહાસમાં કોઇક સ્થળે તો અવશ્ય મળત.

આથી તો એવું અનુમાન થાય છે કે એક અસત્યને ઢાંકવા અસત્યની પરંપરા ઊભી કરવી પડે છે. મહાનુભાવ, ઇતિહાસપ્રેમીનો આ ધર્મ નથી. અસત્ય વસ્તુને ગમે તેમ કલ્પના કરી સત્ય ઠરાવવાની તાણાતાણી અને તે પણ ઇતિહાસના વિષયમાં એવો હઠ પકડી રાખવો તે શોભાસ્પદ નથી. જે પ્રમાણયુક્ત નથી તે છોડી દેવું અને પ્રમાણયુક્ત હોય તેનો સ્વીકાર કરવો, એ ઐતિહાસિક પુરુષનું લક્ષણ છે.

વળી શ્રી. જિનપ્રભસૂરિએ જેમ ' તીર્થભૂમિ ' માટે ' सत्यपुर तीर्थकल्प ' રચ્યું છે તેમ કલ્યાણકભૂમિ માટે ' અપાપા બૃહત્કલ્પ ' પણ રચ્યું છે. કલ્યાણકભૂમિ પાવાપુરી માટે તો એક નહીં બે કલ્પો રચ્યા છે. એથી એ

સ્વતઃ નિશ્ચિત થઈ જાય છે કે તીર્થસ્થળ કયું અને કલ્યાણક-ભૂમિ કઈ ? ઈતિહાસમાં જેમ જેમ ઊંડા ઉતરાય તેમ તેમ વિગતો અને હકીકતો વિશેષ પ્રમાણમાં મળે.

જેમને કાંઇ વાંચવું જ નથી અને માત્ર ખોટા બચાવ કરવા મનઘડંત ગમે તેવી કલ્પનાઓ કરવી છે તેમને માટે દુનિયામાં શો ઇલાજ હોઈ શકે ?

ખરી રીતે સચ્ચીઉરિ બે નથી પણ એક જ છે; અને તે સાચોરના રૂપમાં અત્યારે પણ હયાત છે.

## સાંચી

સાચોરનું દિશાસ્થાન અને સંખ્યા નક્કી થયા પછી સાંચીની દિશા ને સ્થાન નક્કી કરીએ.

સાંચી એ ભોપાળ પાસે આવેલું ભોપાળ સ્ટેટનું ગામ છે. તેના ગમે તેટલા ઉપનામો આપીએ કે ગમે તેટલા અપભ્રંશો કરી બતાવવામાં આવે તો પણ તે પાવાપુરી નથી થઈ જવાનું એ Historical fact and eternal truth છે એટલે સાંચી પણ સાચોર અને પાવાપુરીથી ભિન્ન એક જુદું જ ગામ છે. પાવાપુરી સાથે તેને કશો પણ સંબંધ નથી.

તેનું ખરું નામ સાંચી છે. संची કે संचीपुरी એ નામો જ ખોટાં દેખાય છે. હિન્દી ભાષામાં તેને **સાંચી** જ કહે છે. તેની હકીકતના હવે પ્રમાણો જોઇએ.

( ૧ ) સાંચી નામ ખરું છે. संची નહીં.

तिब्बतमें सवा बरस, पृ. ११.

( २ ) अशोक के धर्मलेख पृ. ४२, ४९, ३८९.

( 3 ) Geographical Dic. of Anc. Medevial India P. 256 માં सांची શબ્દ વાપર્યો છે.

Sānchi-( 1 ) Sānti, ( 2 ) Kākanāda, ( 3 ) Chetiyagiri. ( 4 ) Vessanagar, about 6 miles to the south-west of Bhilsā.

સાંચી–શાંતિ–કાકનાદ–ચૈત્યગિરિ–બેસનગર; ભિલ્સાથી નૈઋત્ય ખૂણામાં આશરે ૭ માઇલ દૂર છે.

Geographical Dictionary by De. P. 256

( ४ ) सवेरे मैं सांची पहुंच कर उसे देखने गया। कभी खयाल आता था कि यही वह स्थान है जहां अशोक के पुत्र महेन्द्र सिंहल में धर्मप्रचारार्थ हमेशां के लिए प्रस्थान करने से पूर्व कितने ही समय तक रहे थे। यही स्थान है, जहां बुद्ध का शुद्धतम धर्म-स्थविरवाद मगध छोड़ शताब्दिओं तक रहा। उसी समय तथागत के दो प्रधान शिष्यों–महान् सारिपुत्र, और मौदगल्यायन की शरीर अस्थियां यहां विशाल सुन्दर स्तूपों में रक्खी गई थीं, जो अब लन्दन के म्युज़ियम की शोभा बढ़ा रही हैं।

तिब्बत में सवा बरस पृ. ११

( ५ ) સાંચીને કાકનાદ પણ કહેવામાં આવતું હતું એમ ગુપ્ત સં. ૯૩ ના સાંચીના શિલાલેખ ઉપરથી સમજાય છે.

( ૬ ) A guide to Sāñchi, ભોપાળ રાજ્યની હિન્દી ભૂગોળ વિગેરે પુસ્તકો પ્રકાશિત થઈ ગયાં છે. તે સિવાય સાંચીની હકીકત બતાવનારા બીજા પણ અનેક પુસ્તકો પ્રકાશિત થયાં છે, જેથી તેની ખરી હકીકત આપણને જાણવા મળે છે.

ઉપરના પ્રમાણોથી એ સાબિત થાય છે કે સાંચી એ સાચોર કે પાવાપુરીથી ભિન્ન સ્થાન છે.

## પાવાપુરી

સાચોર અને સાંચીની વિગતો જાણ્યા પછી એ નિર્ણીત થાય છે કે આ બન્ને સ્થાનોને પાવાપુરી સાથે કાંઇ સંબંધ નથી; જ્યારે 'પ્રાચીન ભારતવર્ષ'નું પુસ્તક વાંચતાં પ્રશ્ન એ ઉદ્ભવે છે કે પાવાપુરી ક્યાં આવ્યું અને તેની હકીકત શી છે? હવે આપણે પ્રસ્તુત વિષય વિચારીએ.

શરૂઆતમાં જાણવાનું કે પાવાપુરી એક નહીં પણ બે છે. એક જૈનોનું તીર્થસ્થળ–વીરનિર્વાણભૂમિ પાવાપુરી અને બીજું બૌદ્ધોનું પાવાપુરી.

( 1 ) There were at least two cities of this name. One was near Kushinagara and has been indentified with the village Padarvana, twelve miles to the N. N. E. of Kasiā.

The other was the place where Mahāvira died. This is still a famous place of a pilgrimage for the Jains and situated within the Behār sub-devision.

આ ( પાવાપુરી ) નામના બે નગરો હતાં. એક કુશીનગર પાસેની પાવાપુરી–કસીયાથી બાર માઇલ દૂર ઇશાન ખૂણામાં આવેલ હતી. એ પાવાપુરી અને પડવંણુ નામનું ગામ એક જ છે એમ મનાય છે.

બીજી પાવાપુરી મહાવીરનું નિર્વાણસ્થાન હતું. તે બીહાર વિભાગમાં આવેલ છે. હજી પણ તે જૈનોનું યાત્રા માટેનું પ્રસિદ્ધ ધામ છે.

Ancient Indian History and civilisation
P. 602 By Majmudar.

( 2 ) Pāvā : the Buddha here visited *Cunda* and fell ill by eating Sūkarmāddava. He recovered and started for Kushinārā, on his way. He crossed the Kakuttha river, reached Ambāvana, proceeded to the Sāla grove of the Mallas, near Kushinārā and died there.

પાવા–બુદ્ધ ભગવાને અહીં ચુંડની મુલાકાત લીધી હતી. સૂકરમદ્દવનું ભક્ષણ કરવાથી તેઓ અહીં બીમાર પડી ગયા હતા. માંદગીમાંથી સાજા થયા બાદ તેઓ કુશીનારા જવા ઉપડ્યા હતા. માર્ગમાં કકુત્થ નદીને ઓળંગીને તેઓ આંબાવન પહોંચ્યા હતા. ત્યાંથી કુશીનાર પાસે આવેલ મલ્લોના શાળમંડપમાં ગયા જ્યાં તેમનું નિર્વાણ થયું હતું.

Geography of Early Buddhism.
By B. C. Law. P. 15

( ३ ) पावा—पडरौना( =कसया से बारह मील उत्तर पूर्व ) या पास का पपउर गांव।

बुद्धचर्या, पृ० ३७६ टी.

( ४ ) पावा—पडरौना के समीप पप—उर (=पावा—पुर ) जि० गोरखपुर।

बुद्धचर्या, पृ. ४८७ टी.

( ५ ) वेलुवगांव से बुद्धदेव मल्लों के अनेक गांव घुमते हुए पावा पहुंचे।... पावा से वे कुसिनार की तरफ, जो हिरण्यवती ( गंडक ) नदी के तट पर था, रवाना हुए।

भारतीय इतिहास की रूपरेखा जि. १, पृ० ३६८

( 6 ) Pāvā,...with Padraona, and ancient city on the Gandak, twelve miles north-east of Kushinagar, the last place visited by Buddha before he reached Kushinagar, where he died.

બુદ્ધભગવાને નિર્વાણ અગાઉ **પાવાની** છેલ્લી મુલાકાત લીધી હતી.

Geographical Ancient M. India P. 155.

( 7 ) PĀWĀ—Between it and Kushinagara was a stream called the Kukuttha, where Buddha bathed himself.

વળી બુદ્ધ ભગવાને પાવા અને કુશીનગર વચ્ચેના કકુત્થ નામની એક નદીમાં સ્નાન કર્યું હતું.

Cunninghām Ancient Geo. India P. 714.

(८) एगं पावाए मज्झिमाए हत्थिवालस्स रण्णो रज्जुगसभाए अपच्छिमं अंतरावासं वासावासं उवागए ।

ભગવાન મહાવીરે પોતાનું છેલ્લું ચોમાસુ મધ્યમ પાવામાં રાજા હસ્તિપાલની રજ્જુક સભામાં કર્યું.

कल्पसूत्र सू. १२२.

(९) मज्झिमपावाए पुव्विं अपावापुरित्ति नामं आसि । सक्केणं पावापुरीत्ति नामं कयं । जेण इत्थ महावीरसामी कालगओ ।

इत्थेव य पुरीए वइसाहसुद्धइक्कारसीदिवसे जंभियगामाओ रत्तिं बारस जोअणाणि आगंतूण पुव्वण्हदेसकाले महासेणवणे भगवया गोअमाइगणहरा खं( पं ? )डियगणपरिवुडा दिक्खिआ प्पमुइया ।

विविधतीर्थकल्प, पृ. ४४

(१०) તીહાંથી (વડગામથી) પૂરવ દિશિ ભણી ચિત્તચેતો રે
ત્રીણ કોશ કહેવાય.......................જીવ ચેતો રે
**પાવાપુરી** રળીયામણી ચિ૦
વીર મુગતીની જાય જી૦ ૫
પાવા ગામ જૂદો વસે ચિ૦
પુરીય વસેં ભિન્ન ઠામ; જી૦
કલ્યાણક શ્રી જિનવીરનો ચિ૦
કહીઈં પાવા ગામ. જી૦ ૬

પ્રાચીન તીર્થમાળા, ભા. ૧, પૃ. ૯૨

(૧૧) કોશ ત્રિહુંઅ તિહાંથકી પાવાપુરીઅ પ્રસિદ્ધોજી,
જળ થળ ચૂભ જીહાં ભલા જીહાં જળ તિહાં જિન સિદ્ધોજી
શ્રી જિનવર ઈમ ઉપદિસિં

બાર જોયણ જંભીયગામથી દેવ કીધો ઉદ્યોતોજી;
ત્રિગડઈ બીજઈ પ્રગડા સમઈ ઈણિ પુરિ વીર પહુંતોજી.શ્રી૧૨
ઈણિ પુરિ બહુ પ્રતિબૂઝવ્યા બાંભણ સય ચઉમાલોજી;
ગોયમ ગણહર દિક્ખિઆ દિખી ચંદનબાલોજી.શ્રી૦૧૩

પ્રાચીન તીર્થમાળા, ભા. ૧, પૃ. ૬

(૧૨) રાજગ્રહથી તીન કોસ પાવાપુર નયરી,
રજ્જુસભાઈ વીરનાહ પુહુત્તા સિવનયરી;

પ્રા. તી. ભા. ૧, પૃ. ૧૭

(૧૩) સમેતશિખરથી જિમણઈ પાસ
જંભીયગામ અછઈ બહુવાસ;
ઋજુવાલુકા નદીનઈ તીર
કેવળ પામ્યઉ શ્રી મહાવીર. ૭૧
દેવઈં તવ સમવસરણ કીધ
........................
પાવાપુરી આવઈ જીણરાય. ૭૨
ઈંદ્રભૂતિ પ્રમુખ ઇગ્યાર
........................
ભવિક જીવ પ્રતિબોધી કરી
અનુક્રમઈ આવઈ પાવાપુરિ. ૭૫

જીવિત વરસ બહુત્તરી જાણુ
પુણ્ય પાપ ફળ કહઈ સુજાણ;
પ્રધાન અધ્યયન મનિ ભાવઈ ધીર
મુગતિ પહોંત્યા શ્રી મહાવીર. ૭૬

પ્રાચીન તીર્થમાળા ભા. ૧, પૃ. ૩૧

( १४ ) सा अपापा मध्यमादिर्भवतु वरपुरी भूतये यात्रिकेभ्यः।

विविधतीर्थकल्प, पृ. २९

(१५) स्फुटे मार्गे दिन इव देवोद्योतेन निश्यपि ।
द्वादशयोजनाध्वानां, भव्यसत्त्वैरलंकृताम् ॥ १७ ॥
गोतमाद्यैः प्रबोधार्हैः भूरिशिष्यसमावृत्तैः ।
यज्ञाय मिलितैर्जुष्टाम–पापामगमत् पुरीम् ॥ १८ ॥
तस्या अदूरे पुर्याश्च महासेनवनाभिधम् ।
उद्याने चारु समवसरणं विबुधा व्यधुः ॥ १९ ॥

त्रि. श. च. पर्व १०, सर्ग ५, पृ. ६५

( १६ ) तित्थनाहो दुवालसजोयणंतरियाए मज्झिमानयरीए गन्तुं पवत्तो ।

महावीर चरित्र ( श्री गुणचंद्र कृत ) पृ. २९१

( १७ ) तत्थ णं जे से पावाए मज्झिमाए ।

कल्पसूत्र सू० १२३

( १८ ) ततो य बारसेहिं जोयणेहिं मज्झिमानाम नगरी ।

आवश्यकचूर्णि पृ. ३२४

( १९ ) इक्कारसीए अ मज्झिमपावाए महसेणवणे तित्यं पयट्टिअं ।

विविधतीर्थकल्प पृ. ३४

( २० ) मज्झिमपुरम्मि पत्तो सिद्धत्योतत्य अत्यि वणी ॥४२

श्री नेमिचन्द्र कृत महावीर चरित्र, पृ. ५७

( २१ ) छम्माणि गोव कडसल पवेसणं मज्झिमाए पावाए ।

आवश्यक सूत्र हरि. पृ. २२६

( २२ ) इक्कारस वि गणहरा सव्वे उण्णय–विसालकुलवंसा
पावाए मज्झिमाए समोसढा जन्नवाडम्मि ५९२.

आवश्यक सूत्र हरि. पृ. २४०

( 23 ) Pāpā–Pāvāpuri–about 7 miles *to* the south-east of Behār ( town ).

પાપા-પાવાપુરી બીહાર ગામથી ૭ માઈલ દૂર અગ્નિ ખૂણામાં આવેલ છે.

Geographical Ancient M. India P. 148

ઉપર જે આટલા બધા પ્રમાણો આપ્યા તેમાં કલ્પસૂત્ર, આવશ્યક નિર્યુક્તિ, ચૂર્ણિ, વિવિધ તીર્થકલ્પ, પ્રાચીન તીર્થ-માળાઓ, ભૌગોલિક અને ઐતિહાસિક પ્રાચીન અંગ્રેજી પુસ્તકો, બૌદ્ધ ગ્રન્થો, રાહુલ સાંકૃત્યાયનના પુસ્તકો વિગેરે તમામના

પ્રમાણો આપ્યા છે અને તે બધાથી એમ નિશ્ચિત થાય છે કે બુદ્ધ અને મહાવીરની બે પાવાપુરીઓ હતી અને તે બન્ને ભિન્ન સ્થાનોમાં હતી.

જૈનોની પાવાપુરી પૂર્વદેશમાં બીહાર પાસે આવેલી છે, તે બીહારથી ૭ માઇલ, જંભીય ગામથી બાર યોજન દૂર અને રાજગૃહીથી ૩ કોસ દૂર આવેલી છે. શ્રી મહાવીર એક જ રાત્રિમાં જંભીય ગામથી પાવાપુરી પધાર્યા હતા અને ત્યાં સુંકસાળ રજ્જુકસભામાં તેમનું નિર્વાણ થયું હતું.

જો સાંચી કે સચ્ચઉરિને વીર નિર્વાણભૂમિ પાવાપુરી માનવામાં આવે ( જો કે તે કલ્પના જ આકાશપુષ્પ જેમ અસત્ય છે ) તો જંભીયગામથી સાંચી કે સચ્ચઉરિ બાર યોજન દૂર નથી, બીહારથી તે સાત માઇલ નથી અને રાજગૃહીથી તે ત્રણ કોસ નથી. વળી પૂર્વ દિશામાં નથી. એટલે જંભીય ગામથી સાંચી કે સચ્ચઉરિ એક રાત્રિમાં આવી શકાય નહીં. એટલે સાંચી કે સચ્ચઉરિને પાવાપુરી માનવી એ એક વિચિત્ર કલ્પના છે. ખરી પાવાપુરી બીહાર પાસે આવેલી છે તે જ છે એમ શાસ્ત્રોથી ને પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસથી સિદ્ધ થાય છે.

: ૧૧ :

## आयुद्धाझ अयोध्या के यौधेय ?

'પ્રાચીન ભારતવર્ષ'માં आयुद्धाझ અને અયોધ્યાને કોઇ સ્થળે અપભ્રંશ ગણાવવાનો અને आयुद्धाझने કોઇ જાતિ

કે પ્રજા ગણાવવાનો પ્રયત્ન થયો છે અને તેમ કરતાં તેમાં લખવામાં આવ્યું છે કેઃ

"अयोध्या, नही पण आयुद्धाझ जोइए"

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૧, પૃ. ૫૯ ટી.

"નં. ૨૪ થી અગ્નિખૂણે (પૃ. ૨૨૪) ૬૦૦ લી.ના અંતરે અને ગંગાનદી ઓળંગીને દક્ષિણે અયોધ્યાનું રાજ્ય છે. **(મારા મતથી તેનો ઉચ્ચાર અયોધ્યા નહીં** પણ આયુધ્ધાઝ) કરવો જોઈએ; કાનપુર શહેરવાળો આ પ્રદેશ છે કે જેના ચોખાઓ અત્યારે મલ્લ જેવા પહેલવાન ગણાય છે.)

વિદ્વાનોએ અયોધ્યા-સાકેત ગણ્યો છે તેથી જ મૂંઝવણમાં પડ્યા છે. જ્યારે હું ધારું છું તે પ્રમાણે **આયુધ્ધાઝ** તરીકે તેને ગણવાથી બધો ઊકેલ આવી જાય છે...."

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૧, પૃ. ૬૦, ટી. ૨૫

"આયુધ્ધાઝ=યોદ્ધા જેવા મલ્લકુસ્તીવાળી. ....પ્રજાનો પ્રદેશ.... **જોધ્ધાણ** અને.... **યોધ્ધાનક** શબ્દ=આ બધાં નામો એક જ વસ્તુસ્થિતિ દર્શાવનારા છે."

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૭૮. ટી. ૧૯

"....અંગ્રેજી શબ્દોમાં લખવામાં આવતી એક પ્રજા છે. જેનું નામ આયુધ્ધાઝ છે."

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૧, પૃ. ૭૮

" ઉજ્જૈનીને....વળી તેનું એક વિશિષ્ટ નામ અયોધ્યા ?

અયુદ્ધા પણ હતું. શા માટે અયુદ્ધા પડયું હશે તે ખબર નથી........"

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૧, પૃ. ૧૮૩

" આયુધ્ધાઝ Ayuddhas ને અયુધ્યા Ayuddhya પછી અપભ્રંશ થતાં અયોધ્યા સમજી લેવાયું હોય તો ? (કેમ કે બન્ને સ્થાનો આયુધ્ધાઝ નામે પ્રજાનું અને અયોધ્યા નગરીનું– જો કે પાસે પાસે છે પણ તેનું દિશાદર્શન જુદું છે અને તેવી ભૂલ અનુવાદકે કર્યાનું મેં જણાવ્યું પણ છે, ...."

'જૈન' ૨૬–૪–૩૬

ઉપરની હકીકતથી ભાવાર્થ એવો નીકળે છે કે અયોધ્યા એ વાસ્તવમાં અયોધ્યા નથી પણ અયુધ્ધાઝ છે. કાનપુરની પાસે આવેલો તે પ્રદેશ છે અને ઉજ્જૈનીનું પણ અયોધ્યા અને અયુધ્ધા એવું નામ છે. તથા આયુધ્ધાઝનું અયોધ્યા એ અપભ્રંશ નામ હોય.

આ હકીકત ઇતિહાસથી જુદી દિશામાં જાય છે, કારણ કે મૂળમાં તો આયુધ્ધાઝ શબ્દ જ ખોટો છે, કારણ કે સર કનિંગહામે લખેલા શબ્દનો ઉચ્ચાર જ લેખકદ્વારા ખોટો કરવામાં આવ્યો છે.

Cunningham નું અવતરણ પૃ. ૫૯ ઉપર ટાંક્યું છે તેમાં એમ માલૂમ પડે છે કે–

*Auyuddhās* are a tribe of people, and they have their distinct coins of their own.

હવે વિચારીએ કે Auyuddhās નું ઉચ્ચારણ औयुद्ध થાય (s તો બહુવચનદર્શક છે), आयुद्धाझ થઈ શકે નહી;

છતાં તેનો આયુધ્ધાઝ ઉચ્ચારણ કરીને અયોધ્યાને લગતી બિના કરી બતાવવાની ચાલબાજી દેખાઇ આવે છે. તેને માટે પ્રાચીન અર્વાચીન પુસ્તકોનું સમદૃષ્ટિએ અવલોકન કરવામાં આવ્યું લાગતું નથી. વળી औयुद्व( आयुद्धाझ )નું અપભ્રંશ અયોધ્યા નથી. બન્ને સ્વતંત્ર શબ્દો છે અને જુદા જુદા અર્થને કહેવાવાળા છે. અયોધ્યા સાથે औयुद्ध (આયુધ્ધાઝ)ને કશો સંબંધ નથી.

વળી અયુધ્ધા એ ઉજ્જૈનીનું નામ પણ જોવામાં આવતું નથી.

પ્રથમ આપણે અયોધ્યાને પ્રમાણપુરઃસર સમજી લઇએ, પછી આયુધ્ધાઝ શું છે તે સમજીશું.

## अयोध्या

(१) अष्टचक्रा नवद्वारा, देवानां पूः अयोध्या ।
तस्यां हिरण्मयः कोशः, स्वर्गो ज्योतिषावृत्तः ॥"

દેવોએ બનાવેલ અયોધ્યા નગરમાં આઠ મહેલો, નવ દરવાજા ને હિરણ્મય ધનભંડાર છે. એ સ્વર્ગની જેવું સમૃદ્ધિસંપન્ન છે "अथर्ववेद" *

( 2 ) The Ayodhya and Vaisāla lines, for both start from Manu.

અયોધ્યા ને વૈશાલ વંશનો પ્રારંભ મનુથી થયો છે
Anct. I. Historical Traditions P. 139

---

* अयोध्या का इतिहास पृ. ५९.

( 3 ) The Brāhmanical story of Sunahsepa speaks of the most famous city Ayodhyā as a village ( grama )

બ્રાહ્મણગ્રન્થોમાં આવેલ શુનઃશેપની કથામાં અયોધ્યાને એક ગામડા તરીકે ગણ્યું છે.

Ancient Indian Historical Traditions P. 10

( 4 ) The Rāmāyan makes Dasarath's priest Vasistha declare the royal genealogy of Ajodhyā twice.

દશરથના ગુરુ વસિષ્ઠે અયોધ્યાના રાજવંશ સંબંધી બે વાર વૃત્તાંત આપ્યાનો ઉલ્લેખ છે.

Ancient Indian Historical Traditions P. 29

( 5 ) Ayojjhā represents sanskrit Ayodhyā of the Rāmāyan and A-Yute of Yuan Chwang.

અયોજ્ઝા રામાયણની સંસ્કૃત અયોધ્યાને અને 'હુએન સાંગ' ના 'અયુદ' તેને બતાવે છે.

-" Geography of Early Buddhism " P. 23-24

( 6 ) During the Buddhist period, Ayodhā was devided into Uttara ( Northern ) Kosala and Dakshina ( Southern ) Kosala."

બુદ્ધ યુગમાં અયોધ્યા ઉત્તરકોશળ અને દક્ષિણકોશળમાં વ્હેંચાયલું હતું.

Geographical Dictionary ed. II By N. Dey. P. 14

( 7 ) The chief son Iksvāku reigned at Ayodhyā
મનુનો જ્યેષ્ઠ પુત્ર અયોધ્યામાં રાજ્ય કરતો હતો.

A. H. T. P. 84

( 8 ) The Mānva-city-Ayodhyā is made the most ancient.

માનવનગર–અયોધ્યાને સૌથી પ્રાચીન નગર ગણવામાં આવ્યું છે.

Ancient Indian H. Traditions P. 289

( 9 ) During the Buddhist period Ayojjhā, on the Saryu, was the capital of Dakshina Kosal; while that of Uttara Kosal was Sāvatthi on the Rapti.

બૌદ્ધસમયમાં સરયૂ નદીના કાંઠા પર આવેલી અયોધ્યા એ દક્ષિણ કોશલની રાજધાની હતી. અને રાપ્તી નદી ઉપર આવેલું સાવત્થી એ દક્ષિણ કોશલની રાજધાની હતી.

" Geography of Early Buddhism. " P. 23

( १० ) हमारा विचार यह है कि सैंकडो वरस तक कोशल के शासन करनेवाले लगातार ऐसे शक्तिशाली थे कि वाहरी आक्रमणकारियों को उनकी ओर बढ़ने का साहस नहीं हुआ और इसीसे उनकी राजधानी का नाम 'अयोध्या' या अजेय पड़ गया।

'अयोध्या का इतिहास' पृ. ६२

( ११ ) अयुज्झाए एगट्ठिआइं जहा--अउज्झा, अवज्झा, कोसला, विणीया, साकेयं, इक्खागुभूमि, रामपुरी, कोसल त्ति ॥

विविधतीर्थकल्प श्रीजिनप्रभसूरि कृत पृ. २४

ઉપર જણાવેલા પ્રમાણોમાં વેદથી લઇ કરીને અત્યાર સુધીમાં કોઇએ आयुद्धाज्ञ તરીકે ગણાવેલી જોવામાં આવતી નથી કે અયોધ્યાને आयुद्धाज्ञ કહી હોય એવું દેખાતું નથી.

વળી અયોધ્યાના જે નામાંતરો આપવામાં આવ્યા છે તેમાં પણ અયોધ્યાનું આયુદ્ધાઝ એવું નામ કયાંય દેખાતું નથી. ત્યારે એમ માનવાને કારણ મળે છે કે અયોધ્યાને "પ્રાચીન ભારતવર્ષ" પુસ્તકમાં આયુદ્ધાઝ તરીકે ગણી લીધી છે તે અસત્ય છે.

ચોબાઓ કાનપુર પાસેના જણાવ્યા એ પણ સત્ય દેખાતું નથી; કારણ કે ચોબાઓ તો મથુરાના અત્યારસુધી પ્રસિદ્ધ છે. ચોબા એ ચતુર્વેદીનો અપભ્રંશ છે. અને ચતુર્વેદીનો વસવાટ ત્યાં વધારે દેખાય છે. તેઓ મલ્લ જેવા છે એટલે ચોબાઓ કાનપુરના તો નહીં પણ મથુરાના પ્રસિદ્ધ છે, એવી કહેવત પડી ગઇ છે.

## यौधेय ( आयुद्धाज्ञ )

આયુદ્ધાઝ તો શબ્દ જ ખોટો છે તે ઉપર જણાવી ગયો છું. પ્રસ્તુત પુસ્તકના લેખક, અંગ્રેજી ઉપરથી ભારતવર્ષની પ્રાચીનતા અને ઈતિહાસ શોધવા જાય છે ત્યાં આગળ પાછળનો વિચાર ન રહેવાથી ભૂલ થાય છે અને કોઇ કોઇ સ્થળે તો અર્થાનર્થ કરશાસ્રી જેવું થઇ જાય છે. ભારતીય પ્રાચીન સાહિત્યનો પણ તેની સાથે મેળ મેળવાય તો જ ખરી વસ્તુ પ્રાપ્ત થઇ શકે અને વિશેષ હકીકત રજૂ કરી શકાય.

औयुद्ध ( આયુદ્ધાઝ ) નામની કોઇ પ્રજા કે જાતિ ભારતવર્ષમાં થઈ હોય એવું વાંચવા કે જાણવામાં આવતું નથી. વળી જે ગુણવાળી પ્રજા અને જાતિની તે વ્યાખ્યા કરે છે તે આયુદ્ધાઝ નહીં પણ **યોધેય** જાતિ હતી–પ્રજા હતી. યૌધેય સ્વતંત્ર પ્રદેશ પણ હતો; પણ તે યૌધેયને કે અયોધ્યાને કશો સંબંધ હતો એમ માનવાની કોઇ ભૂલ ન કરે. તે બન્ને ભિન્ન શબ્દો ભિન્ન પ્રદેશને બતાવનારા છે. **યૌધેય** પ્રજા કયાં હતી અને કેવી હતી? તે સિદ્ધ કરવા માટે ઈતિહાસ, સિક્કાઓ વિગેરે પુરાવાઓ મૌજૂદ છે.

યૌધેય એક બળવાન પ્રજા હતી. તેમનું ગણરાજ્ય પણ હતું.

(1) The whole of Rājputānā (*Yauddheyas*) and Mālavas.

આખો રાજપૂતાના પ્રદેશ યૌધેય અને માલવોનો હતો.

'History of India' by Jayswāl, P. 53.

(2) The Mālavas, the *Yauddheyas*......all restrike their coins in the Nāga period.

નાગવંશના વખતમાં માલવોએ અને યૌધેયોએ પોતાના સિક્કાઓ ફરી પડાવ્યા હતા.

History of India, P. 54.

(3) Immediately north to them were the *yauddheyas*, streching from Bharatpur......right up to the lower course of the Satalaj on the border of

the Bhāwalpur state, where Johiyāwār still bears the stamp of their names.........

યૌધેયોનો પ્રદેશ (નાગલોકોના પ્રદેશની) બરોબર ઉત્તરે આવ્યો હતો. તેનો વિસ્તાર ભરતપુરથી માંડીને ભાવલપુરની સીમા ઉપર સતલજના નીચેના પ્રવાહ સુધી જતો હતો. જોહીયાવાર હજી સુધી તેમના નામના સ્ટેંપ ધારણ કરે છે. 'જોહીયાવાર' (હાલનું) યૌધેય નામનું સૂચક છે.

'History of India' by Jayswāl P. 147–48

( ४ ) रुद्रदामा कहता है कि सब क्षत्रियों में वीर प्रसिद्ध हो जाने के कारण उनके (यौधेयों के) दिमाग फिर गये थे, और वे अविधेय थे, किसी के काबू न आते थे।

भारतीय इतिहास की रूपरेखा जि. २, पृ. ८६०

( ५ ) यौधेय–बहुत प्राचीन काल में यौधेय जाति भी भारत के पश्चिमोत्तर प्रान्त में रहती थी। ई. १५० के गिरनार के शिलालेख से पता चलता है कि महाक्षत्रप रुद्रदामाने 'क्षत्रियों' में वीर की उपाधि धारण करने वाले यौधेयों को परास्त किया था। बृहत्संहिता में गान्धार जाति के साथ यौधेय लोगों का भी उल्लेख है।

भरतपुर राज्य के विजयगढ़ नामक एक स्थान के शिलालेख में यौधेय लोगों के अधिपति 'महाराज महासेनापति' उपाधिधारी एक व्यक्ति का उल्लेख है।

पंजाब की भावलपुर रियासत में रहनेवाली **योहिया** नामक जाति **यौधेय लोगों** की वंशधर मानी जाती है।

' चन्द्रगुप्त-विक्रमादित्य ' गंगाप्रसादकृत. पृ. ३३-३४.

( ६ ) उनके रुद्रदामा के बाद के जो सिक्के पाए गए हैं उनमें दो नमूने बड़े महत्त्व के हैं। एक पर " यौधेयगणस्य जय " ( यौधेयगण की जय ) लिखा रहता, तथा एक हाथ में भाला लिए और दूसरा हाथ कमर पर रक्खे-त्रिभंगमुद्रा में-यौधेय योद्धा का चित्र रहता है।

" भारतीय इतिहास की रूपरेखा'' जि. २, पृ० ८६२

( ७ ) पंक्ति ११-१२ सर्वक्षेत्राविष्कृत-वीरशब्दजातोत्से-काविधेयानां **यौधेयानां** प्रसह्योत्सादकेन... ।

અર્થાત્—બધા ક્ષેત્રોમાં પ્રકટ કરેલી પોતાની વીરપદવીને કારણે અભિમાની બનેલા અને કોઇ રીતે કાબૂમાં ન આવવા-વાળા એવા **યૌધેયોને** જબરજસ્તીથી ઉખાડી નાખનાર ( રૂદ્રદામન )

" Gaekwad's A. Series " No. II P. 31

યૌધેયોએ વિજયગઢ પ્રદેશ કબજે કર્યો હતો તે એક શિલાલેખ અનુસાર જાણીતી હકીકત છે.

આ ઉપરથી સમજાય છે કે યૌધેયો એક પ્રબળ અને વીર પ્રજા હતી, તેમના સિક્કાઓ અને રાજ્ય સ્વતંત્ર હતાં.

વળી આથી એ પણ સ્પષ્ટ થાય છે કે, યૌધેય અને અયોધ્યાને કશો પણ સંબંધ નથી. તે બન્ને ભિન્ન અને સ્વતંત્ર હતા.

એ બન્ને બાબતો વિદ્વાનોએ સ્પષ્ટ કરી છે, છતાં ડૉ. ત્રિ. લ. વિદ્વાનોને મૂંઝવણમાં પડ્યા હોય એમ માને છે અને 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકદ્વારા બધા વિદ્વાનોની મૂંઝવણ ટાળવાનું અભિમાન સેવે છે ત્યારે આશ્ચર્ય થાય છે. વાસ્તવમાં તો 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તક જ અંધારી દિશામાં પડ્યું છે.

'પ્રાચીન ભારતવર્ષ'માં આયુધ્ધાઝ ક્યાંથી પેદા થયું તે વિચારીએ. તેમાં Cunninghamનો હવાલો આપવામાં આવ્યો છે.

શરૂઆતમાં તો પૃ. ૫૯ ઉપર લેખક જે હકીકત માટે તેનો હવાલો આપે છે તે હકીકત તદ્દન જુદી છે અને કનિંગહામનું લખાણ જુદું છે. લેખક અયોધ્યાને આયુધ્ધાઝ સિદ્ધ કરવા મથે છે અને તેના પ્રમાણ તરીકે કનિંગહામનું નામ મૂકે છે, જ્યારે કનિંગહામ તો એક જાતિનું વર્ણન કરે છે. તેણે અયોધ્યા એ આયુધ્ધાઝ છે એમ તે હવાલામાં ક્યાંઇ લખ્યું દેખાતું જ નથી.

આયુધ્ધાઝ ઉપરથી અયોધ્યા એ અપભ્રંશ શબ્દ માની, તેનો દોષ અનુવાદક ઉપર ઢાળવાની ચેષ્ટા કરવી એ વ્યાજબી નથી. ઇતિહાસમાં સ્વબુદ્ધિનો પણ યોગ્ય ઉપયોગ કરવાનો હોય છે.

વળી યૌધેય સંબંધી Sir Cunninghamના જે reading-નો નિર્દેશ કરવામાં આવ્યો છે તે reading તાત્ત્વિક દૃષ્ટિએ ખરું નથી. તે જૂનું અને વિદ્વાનોને અસ્વીકાર્ય સિદ્ધ થયું છે.

તેનું અસલી અને ખરું reading આ પ્રમાણે છેઃ—
**यौधेयगणस्य जय ( યૌધેય ગણનો જય )**

આધુનિક વિદ્વાનો આ readingને જ માન્ય, સત્ય ને તાત્વિક લેખે છે.

ખરી રીતે ઇતિહાસ લખનારાઓએ જૂનાં અને નવાં બધાં પુસ્તકો વાંચવાની જરૂર છે. માત્ર પોતાના મત કે કલ્પનાને અનુકૂળ હોય તે જ પુસ્તક કે readingને વળગી રહેવું ઉચિત ન ગણાય. એથી તો અસત્યની પરંપરા વધે અને ઇતિહાસનો ઘાત થાય.

એ ગમે તેમ હોય પણ **આયુદ્ધાઝ એ અશુદ્ધ ને અસત્ય છે એ નિર્વિવાદ હકીકત છે.**

બીજી હકીકત એ છે કે 'પ્રાચીન ભારતવર્ષ'માં अयोध्या કે अयुद्धा એ ઉજ્જયિનીનું એક વિશિષ્ટ નામ બતાવ્યું છે, અને તેના ઉપર જે મનઘડંત લાંબીચોડી અસંબદ્ધ કલ્પના રચી છે તે તો અજબ આશ્ચર્ય ઉપજાવે તેવી છે. ઉજ્જૈનીનું વિશિષ્ટ નામ અયોધ્યા કે અયુધ્ધા ક્યાંય પણ જોવામાં આવતું નથી.

उज्जयनी स्यात् विशालाऽवन्ती पुष्पकरंडिनी ।

अभिधानचिंतामणि, भा० १, पृ. ३९०

शृणु व्यास! यथा ख्याता पुरी दिव्या सुपुण्यदा
स्वर्णशृंगा नु प्रथमे द्वितीये तु कुशस्थली ।
तृतीयेऽवन्तिका प्रोक्ता चतुर्थेत्वमरावती,

विख्याता पंचमे कल्पे पुरी चूडामणीति च ॥
पष्टे पद्मावती ज्ञेया सप्तमे चोज्जयिनी पुरी ।

स्कन्दपुराण *

एवं व्यासपुरीं जाता विशाला च कुशस्थली । ×

અવંતી અને વિશાળાપુરી ઉપરાંત ઉજ્જૈનીના બીજા સ્વર્ણશૃંગ, અમરાવતી, પદ્માવતી, પુષ્પકરંડિની, ભોગપુરી, કુશસ્થલી, ચૂડામણી, વ્યાસપુરી, તક્ષશિલા, હિરણ્યવતી એવાં દસ નામો હતાં.

Ujjayini (Visālā, Padmāvati, Bhogavati, Hiranyavati etc.) Dynasties et Histoire, de. l'Inde Tome V/[2]. P. 23.

ઉપર્યુક્ત આટલાં બધાં નામો છે પણ તેમાં ઉજ્જૈનીનું બીજું નામ અયોધ્યા કે અયુદ્ધા એવું ઇતિહાસમાં ક્યાંઈ દેખાતું નથી.

એટલે 'પ્રાચીન ભારતવર્ષ'માં અયોધ્યા એ આયુદ્ધાઝ હતું અથવા ઉજ્જૈનીનું અયોધ્યા કે અયુદ્ધા નામ હતું એ કેવળ કલ્પના જ છે એમ લેખાય.

## : ૧૨ :

## જનંગમ દ્વિજ શું છે ?

'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકમાં જનંગમ દ્વિજની હકીકત લખીને ઇતિહાસમાં મોટી ગેરસમજૂતી ફેલાવી દેવામાં

* सुधा वर्ष ९, अंक ६, पृ. ६६८.
× ,, ,, ,, ,, ६६८.

આવી છે. ભરતેશ્વર બાહુબળિવૃત્તિ ભા૦ નો આધાર ટાંકી તેમાં લખ્યું છે કે—

"મહારાજા કરકંડુએ પણ તેમને સન્માન્યા અને એવી આજ્ઞા ફરમાવી કે હવેથી તે ગામના સર્વે ચાંડાળોને પણ અપનાવી બ્રાહ્મણની જ્ઞાતિમાં ભેળવી દેવા. તે દિવસથી તેમ કરવામાં આવ્યું. એટલે, આ નવીન બ્રાહ્મણોનું નામ **જનંગમ દ્વિજ** પડયું."

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૧, પૃ. ૧૪૬

"દધિવાહનના પુત્ર કરકંડુએ વાટધાનકના વાસી ચાંડાળોને બ્રાહ્મણ કર્યા."

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૧, પૃ. ૧૪૬ ટી૦ ૧૪૯

ઉપરના અવતરણમાં લેખક જે હકીકત કહે છે અને જે હકીકતને પુષ્ટ કરવા માટે 'ભરતેશ્વર બાહુબળિ વૃત્તિ ભાષાંતર'નો હવાલો આપે છે તે હવાલો ઉપરની હકીકત સાથે અસંગત અને અસંબદ્ધ જણાય છે. એ ટીપ્પણમાં જે હવાલો આપ્યો છે તેમાં 'જનંગમ દ્વિજ નામ પાડવામાં આવ્યું' એવું લખ્યું જ નથી. તેમાં તો માત્ર 'ચાંડાળોને બ્રાહ્મણો કર્યા' એટલું જ કથન છે. પછી 'જનંગમ દ્વિજ' નામ પાડવામાં આવ્યું એવી હકીકત કયાંથી ઉપજાવી કાઢી?

વળી 'ભરતેશ્વર બાહુબળિ વૃત્તિ મૂળ'માં પણ એવી હકીકત નથી. ખરી રીતે તો આ **ભાષાના અજ્ઞાનનો અપૂર્વ નમૂનો** છે.

મૂળ સંસ્કૃત ભાષાનું અવતરણ અહીં ટાંકયું છે તેથી વાચકોને વધુ સ્પષ્ટ ખ્યાલ આવી શકશે કે **'જનંગમ દ્વિજ' એ માત્ર અજ્ઞાનજન્ય કલ્પના છે.**

" ततः ते जनंगमा द्विजा भवन्तु, अस्माकं वाटधानवासिनः । "
...अथ तैः ब्राह्मणैः राजादेशात् तेषां जनंगमानां संस्कारो विहितः।
ततस्तैः ब्राह्मण्यं लभन्तोच्चैः देवमानवपूजिताः ।

'અર્થાત્—અમારા વાટધાનવાસી ચંડાળો બ્રાહ્મણ થાય' એવી રાજાની આજ્ઞાથી બ્રાહ્મણોએ જનંગમ-ચંડાળોનો સંસ્કાર કર્યો. પછી તેમણે ઉચ્ચ બ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યું અને દેવ-મનુષ્યોથી પૂજાયા.

भरतेश्वरवृत्ति पृ. ९९–१००

વાસ્તવિક રીતે ઇતિહાસમાં કયાંય પણ **જનંગમ દ્વિજ** નામ પડયું હોય એવું દેખાતું નથી.

આગમ સૂત્રોમાં પણ તેના વૃત્તાંતો આવે છે ત્યાં પણ जनंगम द्विज એવું તેમનું નામ દેખાતું નથી.

ताहे तेण वाडहाणगा हरिएसा धिज्जाइआ कया ।

વાટધાનકના ચાંડાળોને બ્રાહ્મણ બનાવ્યા.

उक्तं च–दधिवाहनपुत्रेण राज्ञा तु करकण्डुना ।
वाटटानकवास्तव्या–श्चाण्डाला ब्राह्मणीकृताः ॥

उत्तराध्ययन बृहद्वृत्तिः पृ. ३०२

છતાં આ સંબંધી પ્રશ્નચર્ચામાં તેઓ જનંગમનો સ્ફોટ કરતાં લખે છે :

"જેમ હૃદયંગમ એટલે 'હૃદયને ગમે તેવો' થાય છે તેમ **જનંગમ**નો અર્થ 'જનને-મનુષ્યને ગમે તેવો' એમ સામાન્ય અર્થ કરી શકાય; બાકી તો આ વિષય શબ્દકોષને લગતો ગણાય એટલે ત્યાંથી અર્થ જોઇ લેવા વિનંતિ છે." 'જૈન' ૨૯-૪-૩૬

ઉપરનું એમનું કથન તો ખરેખર દયા જ ઉપજાવે તેવું છે. જે માણસ ઇતિહાસ લખનાર તરીકે દાવો કરે અને તે આગળ પાછળનાં પુસ્તકો જોયા વિના ધબેડયે રાખે, પ્રશ્નચર્ચા થવા છતાં પુસ્તકો જોવાની-તપાસવાની-વાંચવાની તકલીફ ન લે અને મનઘડંત કલ્પનામાં આવે તેવા અર્થો ઉપજાવી કાઢે તેના માટે શું કહેવું એ જ સૂઝતું નથી. જો તેમણે જ શબ્દકોષ તપાસીને લખ્યું હોત તો પબ્લિકમાં જનંગમ દ્વિજ વિષયક અજ્ઞાનનું આટલું પ્રદર્શન ન થાત. શું આખું પુસ્તક બીજાના આધાર ઉપર તો નથી લખાયું ને ?

મોટા મોટા શબ્દકોષો તો બધે જનંગમનો 'ચાંડાળ' એવો અર્થ કરે છે.

जनंगमः चांडालः

( 1 ) Văchaspatya Vol. V. P. 3019

( 2 ) Sir Monier Williams S. E. Dictionary P. 410

( ३ ) अभिधानचिंतामणिः भा. १, पृ. ३७२, श्लोक ९९७

( ४ ) शब्दार्थचिंतामणि पृ. ९६९

આ ઉપરાંત બીજા પણ શબ્દકોષો ગણાવી શકાય.

વળી તેમના કરેલા અર્થની કલ્પના તો એવા પ્રકારની છે કે કોઇ પુરુષ કલ્પના કરે કે–પોતાની બૈરીની જેવી સાડી જે જે સ્ત્રી પહેરે તે બધી પોતાની બૈરી થાય. આ કલ્પના જેટલી બેહુદી છે તેવી જ હૃદયંગમ શબ્દના અર્થને અનુસરીને જનંગમનો અર્થ કરવાની કલ્પના બેહુદી છે.

जनंगमनो અર્થ અહીં એ પ્રમાણે કરવાનો છે કેઃ—

जनेभ्यो गतो वहिरिति जनङ्गमः चांडालः । અથવા सधार्मिकान् जनान् गच्छति इति जनङ्गमः ।

એટલા ખાતર તો મારું કહેવું છે કે 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તક લખવામાં મૌલિક ભાષાના પુસ્તકોનો આશ્રય બહુ ઓછો જ લેવાયો છે, એટલું જ નહિ ભાષાંતરોનો પણ દુરુપયોગ કર્યો છે અને એથી જ જ્યાં ને ત્યાં ઇતિહાસની બાબતો વિકૃત થઇ ગઇ છે.

## : ૧૩ :

## दंतिवर्धन કે अवंतिवर्धन ?

આ પ્રકરણ માટે પુસ્તકમાં એટલો હઠ પકડવામાં આવ્યો છે કે ઇતિહાસરસિક કોઇ પણ વ્યક્તિ એવો હઠાગ્રહ ન કરી શકે. એક હકીકતની વાસ્તવિકતા માટે ઐતિહાસિક પુરુષો પુરાવા રજૂ કરી બતાવે છતાં તેને ન માનવા, તેમાં કુશંકાઓ કરવી અને પોતાનો ઊલટો ને ઊધો કક્કો ખરો

કરવા હઠ પકડી રાખવી તે ક્યાંસુધી વ્યાજબી ગણી શકાય તે સુજ્ઞજન સ્વયં વિચારી શકે છે.

' પ્રાચીન ભારતવર્ષ ' જેવો ગ્રંથ બીજા કોઇ શિક્ષિત ને સાવચેત દેશમાં પ્રગટ થયો હોય તો સાહિત્યરસિકોએ તેને ક્યારનો કચરાની ટોપલીમાં ફેંકવા લાયકનો અભિપ્રાય આપી દીધો હોય, પરંતુ આપણી બેદરકાર, નિર્નાયક અને સાહિત્ય-વિમુખ જૈન સમાજમાં ગમે તેવા સાચા-ખોટા તૂત ઊભા કરવામાં આવે તો પણ ચાલ્યે જાય છે અને તેમાં ય अंधों में काणा राव જેવો તાલ થઇ જાય છે.

પ્રસ્તુત પુસ્તકમાં એક સ્થળે લખવામાં આવ્યું છે કેઃ—

" રાજા પાલકનો જ્યેષ્ઠ પુત્ર **દંતિવર્ધન** રાજા બનવાથી, તેનો નાનો ભાઇ, જે રાષ્ટ્રવર્ધન નામે હતો, તેને યુવરાજ પદવી મળી. આ **દંતિવર્ધન**નું રાજ્ય આશરે વીશેક વર્ષ ચાલ્યું હશે એમ સમજાય છે."

' પ્રાચીન ભારતવર્ષ ' પુ. ૧, પૃ. ૨૧૫.

તેની વંશાવળી બતાવતાં લખે છે કે—




પ્રા. ભા. ભા. ૧ પૃ. ૨૧૫

ઉપરના બન્ને સ્થળે જે દંતિવર્ધન નામ લખ્યું છે તે તદ્દન ખોટું છે. ખરું નામ શું હોઈ શકે ? તે નીચેના પાઠોથી આપણે જાણી શકશું.

( १ ) सो य अवंतिवद्धणो पच्छातावेण भाता वि मारितो, सा वि देवि न जायत्ति, मातुणेहेण य अवंतिसेणस्स रज्जं दातूण पव्वइत्तो ।

ભાઇને માર્યો અને સ્ત્રી મળી નહીં એ પશ્ચાત્તાપથી અને ભાઈ તરફના સ્નેહથી અવંતિસેનને રાજ્ય આપી. દીક્ષા લીધી.

आवश्यकसूत्र चूर्णि, उत्तरार्द्ध पृ. १९०

( २ ) उज्जेणिऽवंतिवद्धण पालगसुयरट्ठवद्धणे चेव ।

आवश्यक सूत्र हा. पृ. ६९९

( 3 ) *Avantivardhan* the name of a son of Pālaka............

પાલકના પુત્રનું નામ અવંતિવર્ધન હતું.

Political History of Anct. India, P. 148

( 4 ) The *Prinec Avantivardhana*, the son of the king Pālaka, hearing this astonishing news, came out to see the girl, and became enemoured of her. King Pālaka and queen Avantivati became apprised of their son's intentions, to marry the beautiful girl, but hesitated because of her low caste.

પાલક રાજાના કુમાર **અવંતિવર્ધન** આ આશ્ચર્ય-કારક સમાચાર સાંભળીને કન્યાને જોવાને બહાર આવ્યો અને તેના ઉપર મોહિત થઇ ગયો. એ સુંદર કન્યા સાથે પોતાના પુત્રની લગ્ન કરવાની ઇચ્છા છે એવી રાજા પાલક તથા રાણી અવન્તીવતીને જાણ થઇ પણ કન્યાની નીચ જાતિને લીધે સંકોચ થયો.

Chronology of Ancient India, P. 233

આ ઉપરથી સમજાશે કે **દંતિવર્ધન** પાલક રાજાનો પુત્ર નથી પણ **અવંતિવર્ધન** છે.

ઇતિહાસવિજ્ઞ મુનિરાજ શ્રી કલ્યાણવિજયજીએ આ બાબત પ્રમાણપૂર્વક લેખકને જણાવી હતી છતાં તેમાં કુશંકાઓ કરીને તેને ટાળી દેવાનો પ્રયત્ન કર્યો હોય એમ દેખાય છે. તેનો અર્થ વાચકવર્ગ સરળ રીતે સમજી શકે તેમ છે.

પ્રસ્તુત પુસ્તકમાં **અવંતિવર્ધન**ને બદલે **દંતિવર્ધન** શી રીતે થઈ ગયું તે તપાસવાનો યત્ન કરીએ.

કોઇ પ્રતમાં એવો પાઠ મળી આવ્યો હોય કે—

एको दंतिवर्धनो.......

क्षणभंगुरं मत्वा दंतिवर्धन:

इतो दंतिवर्धनो..........

ઉપરના પાઠોમાં 'एको दंति' અને 'इतो दंति'માં સંસ્કૃતના નિયમ પ્રમાણે 'अ' નો લોપ થઇ જાય છે, અને તેને બદલે

અવગ્રહ ન મુકાયાથી इतो दंति વંચાય, પરંતુ તેમાં પણ લખતાં લખતાં व ને બદલે द લખાઇ જાય તો સ્વાભાવિક રીતે વાંચવામાં वं ને બદલે दं વંચાઇ જાય. લખાણુની આવી અશુદ્ધિઓ વિચારપૂર્વક દૂર કરી શકાય છે.

પરંતુ જ્યારે કોઇ પ્રમાણિક પુરુષ પ્રમાણુ આપી બતાવે ત્યારે તે વસ્તુનો સ્વીકાર કરવો જોઇએ; તેમાં દુરાગ્રહ કામનો નહીં.

મુનિરાજ શ્રી કલ્યાણુવિજયજીએ જે પ્રમાણુ આપ્યું છે તે આવશ્યકસૂત્ર નિર્યુક્તિનું હતું. ભરતેશ્વર બાહુબળિ વૃત્તિ અને તેના ભાષાંતર કરતાં आवश्यक निर्युक्ति તથા आवश्यक चूर्णि તો બહુ પ્રાચીન ગ્રંથો ગણાય. એટલા માટે પણ તેનો સ્વીકાર કરવો જરૂરી હતો. એ સ્વીકાર કર્યો હોત તો આવા અક્ષમ્ય દોષો પુસ્તકમાં રહેવા ન પામત.

વળી લેખકે સ્વયં 'ભરતેશ્વર બાહુબળિ' ની મૂળ પ્રતો કોઈ વિદ્વાન પાસે તપાસાવરાવી હોત તો ભાષાંતરનો દોષ પણ પુસ્તકમાં આવવા ન પામત.

ભાષાન્તરકારને અશુદ્ધ કોપીઓ મળી હોય અને તેના ઉપરથી જ ભાષાંતર કર્યું હોય તો ઉપર બતાવ્યું તેમ, ભાષાન્તરમાં પણ અશુદ્ધિ ને ગેરસમજૂતી રહી જવા પામે તે શક્ય છે. એટલે ભાષાન્તરની સાથે મૂળ ગ્રન્થો પણ તપાસવામાં આવે તો ઘણો ફેર પડી જાય.

: ૧૪ :

## ઉદયભદ્ર કે ઉદયનભટ્ટ?

આ પ્રકરણમાં પણ આગલા પ્રકરણની માફક નામની અદલાબદલી કરવામાં આવી છે. અહીંયા આશ્ચર્ય એ થાય છે કે તે નામનો ઈરાદાપૂર્વક હેરફેર કરી દેવામાં આવ્યો છે.

Would that my son Udayibhadda. દિઘ્રિકાય II નો હવાલો આપી "શું મારો પુત્ર ઉદાયીભદ્ર:' એટલે કે અહીં '**ભદ્ર**' શબ્દ લખાયો છે. તેનો અર્થ તો ચોકખી રીતે ભદ્ર=ભલો, the good, એવો જ થાય છે અને તે પ્રમાણે તેનું વર્તન હશે. પણ તેના દૃષ્ટાંત તરીકે કોઈ પ્રસંગ તેમણે જણાવ્યો નથી. તે યાત્રાએ ગયો હતો એવું પ્રાસંગિક બયાન મળી આવે એટલું હજુ ગનિમત કહેવાય. બાકી ઐતિહાસિક હકીકતથી તો એમ પૂરવાર કરી શકાય છે કે તેના રાજ્ય અમલે, એક **ભટ્ટ**–યોદ્ધાને શોભે તેવી કાર્યકુશળતાથી કામ લેવાયું હતું. એટલે તે પુરાવાથી દોરાઇને મેં '**ભદ્ર**' શબ્દને બદલે **ભટ્ટ** શબ્દ વાપરવો યોગ્ય ધાર્યો છે."

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૧, પૃ. ૩૦૫. ટી.

ઉપરના કથનથી એ સ્પષ્ટ થાય છે કે લેખકે ઉદયભદ્રને તેના નામથી નહીં પણ તેના કામને અંગે તેના નામની વ્યુત્પત્તિ કરીને નામ ફેરવી નાખ્યું છે.

સામાન્ય નિયમ તો એવો છે કે વિશેષનામનો કામ સાથે કે તેના અર્થ સાથે કશો સંબંધ હોતો નથી. શબ્દના અર્થથી વિશેષનામની–proper nameની વ્યુત્પત્તિ કરી શકાય જ નહીં.

દાખલા તરીકે કોઇનું નામ નરોત્તમ હોય અને તેનું કામ અધમ હોય તો તેના કામથી તેના નામમાં ફેર કરી 'નરાધમ' લખાય નહીં. અથવા ત્રિભુવનદાસ–તેનો સામાન્ય અર્થ એ થાય કે ત્રણ ભુવન–સ્વર્ગ–મૃત્યુ–પાતાળ–નો દાસ. હવે કોઇ કલ્પના કરે કે વર્તમાન કાળે સ્વર્ગ–નરકમાં જવાનું કે ત્યાંની સેવા કરવાનું શક્ય નથી. મનુષ્યોની સેવા કરવાનું શક્ય છે; માટે તે ત્રિભુવનદાસ ન હોઇ શકેઃ મૃત્યુદાસ હોઇ શકે. અને તેથી ત્રિભુવનદાસને બદલે મૃત્યુદાસ જ લખી શકાય, પરંતુ દુનિયામાં એવું બનતું નથી. વિશેષનામની સાથે તેના અર્થનો કે તેના આચરણનો કશો સંબંધ રહેતો નથી. અને તેના અર્થ કે આચરણ ઉપરથી નામમાં–નામના શબ્દોમાં કે અક્ષરોમાં કેવળ આપણી કલ્પનાથી ફેરફાર કરી શકાય નહીં. અને તેમાં પણ ઐતિહાસિક બાબતોમાં તો કદી એવું બની શકે નહીં; અને જો એમ કરવા જઇએ તો ઇતિહાસના ઘણાખરા નામો, વિશેષે કરી રાજાઓનાં નામો ફરી જ જાય. એટલે ઉદયભદ્રનું કામ ભદ્ર=ભલું ન હોય. માટે તે ઉદયભદ્રને બદલે અક્ષરોમાં ફેરફાર કરી **ઉદાયીભટ્ટ બનાવી દેવો** એ તો ઇતિહાસનો અક્ષમ્ય અપરાધ કહેવાય, ઇતિહાસનું ખૂન કર્યું કહેવાય, સાથે સાથે તે બાલિશ મનોવૃત્તિનું પણ સૂચન કરે છે.

ખરી રીતે બધી વંશાવળીમાં અને બધાના મતોમાં એને उदायीभट्ट નહીં પણ उदयभद्द તરીકે જ મોટે ભાગે સ્વીકારવામાં આવ્યો છે.

| | | |
|---|---|---|
| ( 1 ) | Udayabhadda | Dipvamsa. |
| ( 2 ) | Udayabhadda. | Mahāvamsa |
| ( 3 ) | Udayabhadda. | Burmese tradition. |
| ( 4 ) | Udayin or Udayibhadda. | Asokāvadān. |
| ( 5 ) | Udāyin. | Jain tradition. |
| ( 6 ) | Ksemdharman | Purānas tradition |

'The Mahāvamsa' by Wilhem Geiger 1934 Intro. P.XLI.

| | | |
|---|---|---|
| ( ७ ) | उदयभद्द | दीपवंश। |
| ( ८ ) | उदयभद्द | समन्तपासादिका। |
| ( ९ ) | उदयभद्द | महावंस। |
| ( १० ) | उदयभद्द | ब्रह्मदेशीय विवरण। |
| ( ११ ) | उदयभद्द | महाबोधिवंस। |
| ( १२ ) | उदायी अथवा उदयभद्र | अशोकावदान। |
| ( १३ ) | उदायी | जैन परिशिष्टपर्व। |
| ( १४ ) | क्षेमधर्म | पुराण। |

"पिटकग्रन्थावलि प्रथम संख्या" (बंगला) पृ. ४२

ઉપર આટલા બધા પ્રમાણો આપ્યા પણ; તેના કાર્ય **ઉપરથી કલ્પના કરીને** ઉદયભદ્દનું નામ ઉદાયીભટ્ટ કોઇએ લખ્યું નથી; કારણ કે એ રીતે વિશેષ નામની વ્યુત્પત્તિ થઇ શકે નહીં તે સર્વસાધારણ સત્ય છે.

બીજી તરફ જ્યારે તેઓ પ્રશ્નચર્ચામાં ભાગ લે છે ત્યારે પોતાની કલ્પના પ્રમાણે લખે છે કેઃ—

" આ ગ્રંથ ઇતિહાસને લગતો છે, નહીં કે વ્યાકરણ કે શબ્દકોષનો. આવા પ્રકારની કેટલીએ અશુદ્ધિ ભલભલા ને પંકાયેલા લેખકો અને પ્રુફરીડરોની સન્મુખથી સરી જતી અનેક જગાએ તેમણે પણ અનુભવી હશે જ. "

'જૈન' ૨૬-૪-૩૬

પુસ્તકમાં પૃ. ૩૦૫ ઉપર સ્પષ્ટ રીતે લખે છે કે ભટ્ટને બદલે ભટ્ટ શબ્દ ઈરાદાપૂર્વક ફેરવીને મૂકયો છે, છતાં ચર્ચામાં આવતાં તેઓ પ્રુફરીડરો અને પ્રેસની ભૂલ હોવાનું બતાવે છે. એ તો જાણી જોઇને ખોટો બચાવ કરવા જેવું જ છે. તે ઉચિત ન કહેવાય.

વળી પ્રેસભૂલ ઠેકાણે ઠેકાણે ન થાય, છતાં એમ માની લઇએ તો પણ કોઇ સ્થળે તો સાચો શબ્દ દેખાવો જોઇએ ને ? જ્યારે પુસ્તકમાં તો બધે ભટ્ટ શબ્દ જ વપરાયો છે.

| | | | |
|---|---|---|---|
| ઉદયનભટ્ટ | પૃ. ૧૦૭ | ઉદયભટ્ટ | પૃ. ૩૦૫ |
| ઉદયનભટ્ટ | પૃ. ૪૦૭ | ઉદાયનભટ્ટ | પૃ ૪૦૭ |

ઉદાયીનભટ્ટ પૃ. ૧૧૦

વળી પૃ. ૩૭૬ માં તો ભટ્ટ એટલે યોદ્ધો એમ પણ લખવામાં આવ્યું છે, અર્થાત્ ભટ્ટ શબ્દનો અર્થ યોદ્ધો કે વીર કર્યો છે; જ્યારે ભટ્ટ શબ્દનો અર્થ તો વેદ જાણનાર, પંડિત ઇત્યાદિ થાય છે. ભટ્ટ શબ્દનો અર્થ ક્યાંય પણ વીર કે યોદ્ધો થતો નથી. એટલે આ તો લેખકનો સામાન્ય ભાષાજ્ઞાનનો પણ અભાવ સૂચવે છે. ટૂંકમાં ભટ્ટ

શબ્દ તો બધી રીતે ખોટો યોજાયો છે અને ઉદાયીભટ્ટ એ ખોટું નામ ઉપજાવી કાઢ્યું છે.

વળી કોઇ કોઇ સ્થળે **ઉદયભટ્ટ**ના અનેક નામો ઉપજાવી કાઢ્યા છે. જેવાં કે–ઉદાયનભટ્ટ, ઉદયનભટ્ટ, ઉદાયીભટ્ટ, ઉદયન. જ્યારે તે નામો બીજી કોઈ વંશાવળીમાં મળતાં પણ નથી. પછી 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકમાં એ નામો કયાંથી આવ્યાં હશે એ પણ વિચારણીય છે.

## : ૧૫ :

## ભગવાન મહાવીરનું નિર્વાણ-સ્થાન કયું ?

ભગવાન મહાવીરનું નિર્વાણ કયા સ્થળે થયું હતું તે બાબતમાં 'પ્રાચીન ભારતવર્ષ'માં ઉલ્લેખ કર્યો છે. તેમાં નિર્વાણ સ્થાન હસ્તિપાળરાજાની **અશ્વશાળા** બતાવવામાં આવ્યું છે. વાસ્તવમાં એ હકીકત યુક્તિયુક્ત નથી લાગતી. શાસ્ત્રોમાં તો શુલ્કશાળા–ચુંગીઘર લખી લખીને પાનાં ભર્યા છે. કાં તો એ શાસ્ત્રોને ખોટા ઠરાવવા જોઇએ અથવા પ્રાચીન ભારતવર્ષનું પુસ્તક ખોટું ઠરવું જોઈએ. તેમાં એમ લખ્યું છે કેઃ–

મારું જે માનવું થયું છે કે–ઇ. સ. પૂર્વ પ૨૭ માં શ્રી મહાવીરનું નિર્વાણ હસ્તિપાલ રાજાની **અશ્વશાળા**માં થયું હતું તે આ સ્થાન છે.

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૬૧. ટી.

જયારે મહાવીર તો વસ્તિસ્થાનમાં ખાલી પડી રહેલી એક **અશ્વશાળા**માં ધ્યાનાવસ્થામાં મોક્ષને પામ્યા છે.

પ્રા. ભા. પુ. ૨, પૃ. ૩૬૫.

જ્યારે જૈનશાસ્ત્રોમાં તે વિષે જે લખ્યું છે તે એમ સૂચવે છે કે, શ્રી મહાવીરનું નિર્વાણ અશ્વશાળા કે તબેલામાં નહીં પણ ચુંગીઘરમાં થયું છે. તે નીચેના પ્રમાણોથી જણાય છે.

( १ ) एकं च अपश्चिममंत्यं वर्षारात्रं मध्यमापापायां हस्तिपालस्य राज्ञो रज्जुग–सभाए रज्जुका लेखकाः ' कारकून ' इति लोके प्रसिद्धाः, तेषां शाला सभा, जीर्णा अपरिभुज्यमाना, तत्र भगवानुपागतः ।......

कल्पसूत्र सुबोधिका प. १८८

( २ ) १२२–रज्जुका लेखकाः तेषां सभा अपरिभुज्यमाना करणशाला तत्र जीर्ण शुल्कशालायां इत्यर्थः ।

The Kalpa Sutra of Bhadrabāhu,
by Herman Jacobi, P. 113

( ૩ ) છેલ્લું બેતાલીશમું ચોમાસું મધ્યમ પાવાપુરી (અપાપા) નગરીમાં હસ્તિપાળરાજાની જૂની લેખકશાળામાં–જગાતની માંડવી–કારકુનની સભામાં–વર્ષાકાળે રહ્યા.

' કલ્પસૂત્ર બાળાવબોધ ' ( શ્રી રાજેન્દ્રસૂરિ ) પૃ. ૨૬૨

( ४ ) मध्यमापापायां ' रज्जुगसभाए त्ति ' रज्जुका-लेखकाः तेषां सभाऽपरिभुज्यमाना करणशाला तत्र जीर्णशुल्कशालायामित्यर्थः ।

कल्पसूत्र दीपिका ( जयविजयगणि ), प. १०६

( ५ ) रज्जुका--लेखकास्तेषां सभा अपरिभुज्यमाना करणशाला जीर्णशुल्कशाला तस्यामित्यर्थः ।

कल्पसूत्र किरणावलि. प. १२१

( ६ ) रज्जुका–लेखकाः लोके कारकूनास्तेषां शालायां एकम् ।

'श्रीकल्पकौमुदी' प. १४६

( 7 ) Rājuke=( See Lajuke= ) " clerk–writer–high official."

રજ્જુગનો અર્થ કારકુન, લેખક કે ઊંચો અમલદાર.

Asoka Text & Glossary
A. C. Woolner, Pt. II, P. 127

( ८ ) राज–प्रतिनिधि या राजकुमार के बाद रज्जुकों का ओहदा था जो आजकल के कमिश्नरों के समान थे ।

'अशोक के धर्मलेख' पृ. २४

( ९ ) चरिमा पुण मज्झिमपावाए हत्थिसा( वा )लरण्णो अभुज्जमाण सुंकसालाए× आसि ।

છેલ્લું ચોમાસુ મજ્ઝિમપાવામાં હસ્તિપાળરાજાની, ઉપયોગમાં ન આવતી સુંકશાળામાં × રહ્યા.

तीर्थकल्प पृ. ३४

---

× અહીં જે સુંક શબ્દ આપેલો છે તેનો અર્થ શુल्क થાય છે અને શુल्क એટલે ચુંગી–કર. જુઓ पाइअसद्दमहण्णवो पृ० ११४४.

ઉપરના પ્રમાણોમાં શાસ્ત્રના રચનાર પ્રાચીન આચાર્યો, વર્તમાનકાળના વિદ્વાનો કે યુરોપીયન સ્કોલરોમાંના કોઈ વિદ્વાને રજ્જુગસમાનો અર્થ અશ્વશાળા અથવા ઘોડાનો તબેલો થાય કે થઈ શકે એવું કયાંય બતાવ્યું નથી. તેમાં વળી Woolner અને પં. હરગોવિંદદાસે તો ભાષાના મૂળ શબ્દોને તોડી તોડીને વ્યુત્પત્તિ પણ કરી બતાવી છે અને તેનો અર્થ ચુંગીઘર થાય એમ જણાવ્યું છે, તો પછી પ્રા. ભા. માં કઈ કલ્પનાને આધારે **અશ્વશાળા** એટલે કે ઘોડાનો તબેલો એવો અર્થ કરવામાં આવ્યો હશે ?

વાસ્તવમાં પ્રા. ભા. ની એ કલ્પના ને અશ્વશાળાની હકીકત જ ખોટી છે. ખરી હકીકત એ છે કે મહાવીરનું નિર્વાણ હસ્તિપાળ રાજાની **અશ્વશાળામાં** નહીં પણ **ચુંગીઘરમાં** થયું હતું, એમ નિશ્ચિત હોવા છતાં પ્રશ્નચર્ચામાં લેખક આગ્રહપૂર્વક આ પ્રમાણે જણાવે છે કેઃ—

" ક. સૂ. સુ. ટી. પૃ. ૧૦૧ માં હસ્તિપાળ રાજાના કારકુનની જીર્ણ એવી એક શાળામાં થયાનું લખ્યું છે !

" જ્યારે ત્રિ. શ. પુ. ચરિત્ર પર્વ ૧૦, સર્ગ ૧૩, શ્લોક ૨૧૭ માં " હસ્તિપાળ રાજાની શુલ્કશાળામાં " ( જગાત ઉઘરાવવાનું સ્થાન, ચુંગીઘર, દાણ લેવાની માંડવી ) થયાનું જણાવાયું છે;

" જ્યારે, મેં તે રાજાની અશ્વશાળા( જ્યાં ઘોડા બાંધવામાં આવે તે ઘોડાસાર....)માં થયાનું લખ્યું છે. વસ્તુતઃ રાજા હસ્તિપાળનું જ તે ગામ હતું તેટલું ખરું, બાકી સ્થાન પરત્વે ફેર

દેખાય છે ખરો. કદાચ એકબીજાના અંતરમાં થોડોઘણો ફેર ગણો પણ તેથી કરીને મૂળ મુદ્દો તો કાયમ જ રહે છે."

"જૈન" ૨૬-૪-૩૬

ઉપરનું લખાણ ' મીયાં પડ્યા પણ તંગડી ઊંચી ' જેવું નથી લાગતું? મૂળ મુદ્દો અશ્વશાળા કે શુલ્કશાળાનો છે અને તે તો બિલકુલ ઊડી ગયો છે; પછી બાકી શું રહે છે? ' ગામ કોનું હતું કે કોનું નહીં?' એ મુદ્દો નથી. મુદ્દો અશ્વશાળા કે શુલ્કશાળાનો છે. પછી ગામને શા માટે વળગે છે? ચર્ચામાં મુદ્દો કયો છે એટલું પણ સમજાતું નથી એ ઓછું આશ્ચર્ય છે? વ્યર્થ કદાગ્રહ રાખવાથી શું ફાયદો?

વળી કલ્પસૂત્ર સુબોધિકાકારે જે અર્થ કર્યો છે, કળિકાળ-સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે જે અર્થ કર્યો છે તે તો મૂળ કલ્પ-સૂત્રને આશ્રીને કર્યો છે. અર્થાત્ શાસ્ત્રને પ્રમાણિત માની તે આધારે ' શુલ્કશાળા ' એ પ્રમાણે ઉપયુક્ત અર્થવિધાન કર્યું છે અને તે બન્નેના અર્થો શાસ્ત્રસમ્મત ને સત્ય છે.

જ્યારે ' પ્રાચીન ભારતવર્ષ'ના લેખકે તે શાસ્ત્રકારોથી જુદા પડી હેમચંદ્રાચાર્ય કે સુબોધિકાકારથી પણ ઉંચી પાટે બેસવાનો યત્ન કરી કયા આધારે **અશ્વશાળા** એવું અર્થવિધાન કરે છે? પુસ્તકમાં તો માત્ર એટલું જ લખ્યું છે કે 'હું આમ કહું છું' ' મેં આમ લખ્યું છે ' પણ પ્રમાણ કે હકીકત તો કશી બતાવી નથી. કોઈ આધાર ટાંકયો નથી. એ કઈ જાતનો ઇતિહાસ કહેવાય? 'હું આમ કહું છું કે હું આમ લખું છું' એમ કહેવામાત્રથી હકીકતો બનતી નથી ને મટતી પણ નથી. પ્રમાણયુક્ત વચન ઇતિહાસમાં આલેખાવા જોઈએ.

: ૧૬ :

## કેશી મુનિ અને કેશી ગણધર

પ્રા. ભા.માં કેશી મુનિ સંબંધી ઉલ્લેખ છે. તેમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનના ગણધર તરીકે કેશી નામ ગણાવ્યું છે; અને સાથે સાથે એમ પણ લખ્યું છે કે **કેશી મુનિ અને કેશી ગણધર બન્ને જુદી વ્યક્તિઓ છે.** વાસ્તવમાં પુસ્તકોમાં એવી હકીકત ક્યાંય મળતી નથી છતાં 'પ્રાચીન ભારતવર્ષ' માં તે ક્યાંથી મેળવી હશે તે વિચારણીય છે. તેમાં તો લખ્યું છે કેઃ—

"ખરી વાત છે કે શ્રી પાર્શ્વને....કેશિ નામે ગણધર હતા....કેશી મુનિ પણ જુદા અને શ્રી પાર્શ્વનાથના કેશી ગણધર પણ જુદા જ સમજવા."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૮૦

શ્રી પાર્શ્વનાથને કેશી ગણધર હતા કે કેમ તે એક જ મુદ્દો પ્રથમ વિચારીએ.

ભગવાન પાર્શ્વનાથને મૂળે દસ ગણધરો હતા, તેમાંથી આઠ ગણધરોનાં નામો શાસ્ત્રોમાં ઉપલબ્ધ થાય છે. બે ગણધરોનાં નામ તેમનાં અલ્પાયુષને કારણે સૂત્રોમાં ઉપલબ્ધ નથી થતાં. ઉપલબ્ધ આઠ નામો આ પ્રમાણે છેઃ—

શુભ, આર્યઘોષ, વસિષ્ઠ, બ્રહ્મચારી, સોમ., શ્રીધર, વીરભદ્ર અને યશસ્વી. શ્રી પાર્શ્વનાથના ગણધરની હકીકત બતાવતા પાઠો શાસ્ત્રોમાં નીચે પ્રમાણે છે—

( १ ) सुभे य अज्जघोसे य वसिट्ठे बंभयारि य ।
सोमे सिरिहरे चेव वीरभद्दे जसोवि य ॥

कल्पसूत्र, सूत्र १६०

( २ ) आवश्यके तु दश गणा गणधराश्चोक्ताः तस्मादिह स्थानांगे च द्वौ अल्पायुष्कत्वादिकारणाद् नोक्तौ इति टिप्पणके व्याख्यातम् ।

कल्पसूत्र सुबोधिका, पृ. २०६–२०७

ચરિત્ર વિગેરેમાં જે દસ નામો આવે છે તેમાં પણ કેશીનું નામ નથી.

વળી જ્યાં કેશી ગણધરનું નામ આવે છે ત્યાં તે શ્રી પાર્શ્વનાથના ગણધર તરીકે હોવાનો ઉલ્લેખ નથી; પરંતુ શ્રી **પાર્શ્વનાથ ભગવાનની** ***ચોથી પાટે** થયાનું વાંચવામાં આવે છે. તેની હકીકત નીચે પ્રમાણે છેઃ—

श्रीपार्श्वनाथशिष्यः प्रथमो गणधरः **श्रीशुभदत्तः** । तत्पट्टे **श्रीहरिदत्तः**, तत्पट्टे **श्रीआर्यसमुद्रः** । तत्पट्टे **श्रीकेशीगणधरः** । तेन परदेशीनृपः प्रतिबोधितः राजप्रश्नीयउपांगे प्रसिद्धः ।

---

*" પ્રાચીન ભારતવર્ષ " પુસ્તકના ભા. ૧, પૃ૦ ૮૦ તથા ભા. ૨, પૃ૦ ૬ ઉપર કેશીને પાંચમી પાટે ગણાવ્યા છે. અને પટ્ટાવલિના ટબ્બામાં **સ્વયંપ્રભને** ચોથી પાટે અને કેશીને પાંચમી પાટે બતાવ્યા છે તે અયુક્ત છે. ખરી રીતે સ્વયંપ્રભ પાંચમી પાટે અને કેશી ચોથી પાટે થયા છે.

શ્રી પાર્શ્વનાથના પ્રથમ ગણધર શ્રી **શુભદત્ત** થયા. તેમની પાટે બીજા પટ્ટધર શ્રી **હરિદત્ત** થયા. તેમની પાટે ત્રીજા પટ્ટધર શ્રી **આર્યસમુદ્ર** થયા. તેમની પાટે ચોથા પટ્ટધર શ્રી **કેશી ગણધર** થયા. તેમણે **પરદેશી** રાજાને પ્રતિબોધ આપ્યો, એમ રાજપ્રશ્નીય ઉપાંગમાં કહ્યું છે.

પટ્ટાવલીસમુચ્ચય, પૃ. ૧૮૪.

એટલે કે શ્રી પાર્શ્વનાથ ભગવાનની પાટે શુભદત્ત, પછી શ્રી હરિદત્ત, પછી શ્રી આર્યસમુદ્ર અને પછી ચોથી પાટે શ્રી કેશી ગણધર થયા છે; પણ તેથી તે શ્રીપાર્શ્વનાથના ગણધર કહી શકાય નહીં. તેમને શ્રી પાર્શ્વનાથના અનંતર શિષ્ય પણ કહી શકાય નહીં કિન્તુ તેમનું તીર્થ ચાલતું હતું એટલે તે હિસાબે તેમના પૂર્વાપર પટ્ટધર શિષ્ય કહી શકાય.

श्रीपार्श्वनाथशिष्यता चास्य तत्संतानीयतया ज्ञेया, साक्षात् तच्छिष्यस्य हि श्रीवीरतीर्थप्रवृत्तिकालं यावदवस्थानानुपपत्तेः ।

(કેશી મુનિનું) શ્રી પાર્શ્વનાથનું શિષ્યપણું તેમના તીર્થ કે સંતાનપણાને લીધે થઇ શકે, કારણ કે શ્રીમહાવીરના તીર્થકાળમાં શ્રી પાર્શ્વનાથના હસ્તદીક્ષિત શિષ્ય હોવાનું સંભવતું નથી.

उत्तराध्ययन सूत्र ( भावविजय कृत ) अ० २३, पृ. ४९४

એટલે કે તત્તીર્થત્વેન શ્રી પાર્શ્વનાથના શિષ્ય ગણી શકાય, **પરંતુ પાર્શ્વનાથના ગણધર તો કહેવાય જ નહીં.**

તેમાં પણ જ્યારે કેશી મુનિ અને કેશી ગણધર જુદા

જણાવ્યા ત્યારે તો તેમાં એક અસંભવ કથન લખી નાખ્યું છે એમ કહ્યા વગર રહી શકાય નહીં; કારણ કે—

तेणं कालेणं तेणं समएणं पासावच्चिज्जे केसीनाम कुमार समणे, जाइसंपण्णे, कुलसंपण्णे, बलसंपण्णे, रूपसंपण्णे, विणयसंपण्णे, नाणसंपण्णे....... ।

रायपसेणियंसि पयेसिकहाणयं, पृ. ९

તે વખતે ત્યાં–સાવત્થીનગરીમાં–પાર્શ્વાપત્ય કેશી નામે કુમાર શ્રમણ પણ આવેલા હતા. એ કેશીકુમાર શ્રમણ જાતવાન, કુલીન, બલિષ્ઠ, વિનયી, જ્ઞાની, સમ્યગ્દર્શની....અને યશસ્વી હતા.

એટલે કે કેશી ગણધર શ્રી પાર્શ્વનાથના ચોથી પાટના ધારક ખરા, મહાવીરના સમકાલીન ખરા; પરંતુ શ્રી **પાર્શ્વનાથના ગણધર તો નહીં જ.**

બીજા પણ એક બે સ્થળે કોશ વિગેરેમાં શ્રી પાર્શ્વનાથના ગણધર કેશી મુનિ એવો પાઠ જોવામાં આવ્યો છે, સારા ગણાતા વિદ્વાનોએ એ બાબતમાં લખી નાખ્યું છે; પરંતુ તે વાસ્તવિક નથી.

આ બાબત પ્રશ્નચર્ચા થતાં જણાવવામાં આવ્યું છે કે " શ્રી પાર્શ્વનાથના ગણધર તરીકે કેશી નામની વ્યક્તિ થઈ નથી તે મતલબનું ત્યાં ( 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકમાં ) જે લખાણ થયું છે તે અશુદ્ધ છે અને કાઢી નાખવાની જરૂર છે."

આ ઉપરથી મને લાગે છે કે નવી આવૃત્તિમાં આ વસ્તુ રહેવા નહીં પામે.

બાબૂ **કામતાપ્રસાદ** જૈન કૃત **'ભગવાન પાર્શ્વનાથ'**માં પણ શ્રી પાર્શ્વનાથના ગણધરો સંબંધી કેટલાંક અસમંજસ ઉલ્લેખો કર્યાં છે; પણ તેની હું અત્રે ચર્ચા નહીં કરું.

: ૧૭ :

## મહાવીર ને બુદ્ધની લગનવય

'પ્રાચીન ભારતવર્ષ'માં મહાવીર અને બુદ્ધની લગ્નવય બાબત આશ્ચર્યકારી લખાણ થયું છે. તેમાં તેમનાં લગ્ન બાળપણમાં થયા સંબંધે જણાવવામાં આવ્યું છે કેઃ—

બૌદ્ધ ધર્મના પ્રચારક શ્રી **બુદ્ધદેવ** તથા જૈન ધર્મના પ્રચારક શ્રી **મહાવીર** તથા રાજા શ્રેણિક વિગેરે **૧૩–૧૪ વર્ષની ઉમ્મરે** જ પરણ્યા હતા.

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૩૧ ટી.

ઇતિહાસને આધારે તે વિગત તદ્દન અસત્ય માલૂમ પડે છે. તેનો વિચાર અહીં કરવો આવશ્યક છે, કારણ કે શાસ્ત્રમાં તેમનાં લગ્ન **યૌવનવયમાં** થયાનો **સ્પષ્ટ નિર્દેશ** છે. લગ્ન પહેલાં તેમને યુવાવસ્થા પ્રાપ્ત થઇ ગઇ હતી એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. કેટલાંક તો એવા મહત્ત્વના પ્રમાણ છે કે જેથી શ્રી મહાવીરના કે બુદ્ધના લગ્ન બાળપણમાં થયા હોય. એમ કલ્પના પણ કોઇ વિદ્વાનને ન ઉદ્ભવી શકે!

( १ ) भयवंपि निरुवसग्गं कमेण पत्तो तरुणत्तणं ।

ભગવાન નિર્વિઘ્ન રીતે ક્રમે ક્રમે **તરુણ-યૌવન-** અવસ્થાને પામ્યા.

महावीर चरित्र ( गुणचन्द्र कृत ) प्र. ४, पृ. १२७

( २ ) सप्तहस्तोछ्रितवपुः क्रमात् प्राप च **यौवनम्** ॥१२३॥

..........................................

**यौवनं** च नवं भर्तुर्विकारोऽभूत्तथाऽपि न ॥१२४॥

त्रि. श. च. पर्व १०, सर्ग २, पृ. १९

( ३ ) उम्मुक्कबालभावो कमेण अह **जुव्वणं** समणुपत्तो ।
भोगसमत्थं नाउं अम्मापियरो उ वीरस्स ॥
तिहिरिक्खंमि पसत्थे महंत्तसामन्तकुलपसूयाए ।
कारेंति पाणिगहणं जसोयवररायकण्णाए॥ ७९ ॥

પ્રભુ **બાળપણને વટાવીને** ક્રમે ક્રમે **યૌવનાવસ્થાને** પ્રાપ્ત થઇ ભોગ ભોગવવા સમર્થ થયા ત્યારે માતા-પિતાએ ........તેમનું પાણિગ્રહણ કરાવ્યું.

आवश्यकसूत्र वृत्ति, ( मलयगिरि ) पृ. २५९

( ४ ) उम्मुक्कबालभावं कमेण **नवजोव्वणं** समणुपत्तं ।
भोगसमत्थं नाउं अम्मापियरो महावीरं २ ॥

બાલ્યાવસ્થા વીતાવીને જ્યારે યૌવનાવસ્થા પ્રાપ્ત થઇ અને માતાપિતાએ તેમને ભોગસમર્થ થયા જાણીને........

महावीर चरित्र ( नेमिचन्द्रकृत ) पृ. ३४

ઉપરના પ્રમાણોથી એ સર્વવિદિત છે કે, ભગવાનનાં લગ્ન બાળપણામાં **૧૩-૧૪ વર્ષની વયે નહીં** પણ યૌવન-વયમાં એટલે કે **સોળ વર્ષ પછી જ થયા છે.**

વળી શાસ્ત્રકારોએ બાળવય, યૌવનવય વિગેરેની મર્યાદા પણ બાંધી દીધેલી છે, એટલે એમ પણ આપણાથી કહી ન શકાય કે તેરમે વર્ષે યૌવનવય પ્રાપ્ત થાય છે. શાસ્ત્રમાં ઉમર-નો નિર્દેશ આ પ્રમાણે છે.

" आपोडशाद् भवेद् बालो यावत् क्षीरान्नवर्तकः ।
मध्यमः सप्तर्ति यावत् परतः वृद्ध उच्यते ॥

आचारांग भा. १, पृ० ९९

અર્થાત્ સોળ વર્ષ સુધી બાળવયની ઇયત્તા ગણી છે. તે પછી યૌવન વય પ્રાપ્ત થાય.

स्थानांग सूत्र टीका માં પણ એમ જ કહ્યું છે.

आपोडपात् भवेद् वालः....**સોળવર્ષ સુધી તો બાળક** ગણાય અને ઉપર જણાવ્યું છે તેમ બાળવયને વીતાવીને ભગવાન યુવાવસ્થામાં આવ્યા અને ભોગ ભોગવવાને લાયક થયા ત્યારે તેમનું પાણિગ્રહણ થયું છે. એટલે કે તેમનું લગ્ન **સોળ વર્ષ પછી જ થયું છે; તે પહેલાં તો નહીં જ.**

આવા પ્રકારનો **સ્પષ્ટ ઉલ્લેખ હોવા છતાં** લેખક પ્રશ્ન-ચર્ચામાં જણાવે છે કેઃ—

" ખરી વાત છે કે આ હકીકતનો સ્પષ્ટપણે ક્યાંય **નિર્દેશ થયેલો નથી જ**.તેમ તો પૂર્વકાલીન જૈન ગ્રન્થોમાં ઘણી ઘણી બાબ-તોમાં સમય કે સ્થાન, પુરુષની ઉમર કે આયુષ્ય વિગેરે દર્શાવ્યા

નથી; છતાં જેમ તે સર્વની આસપાસની હકીકત, સંયોગ, ક્ષેત્ર, કાળ વિગેરેને અનુસરીને ગણિતશાસ્ત્રના આધારે સરવાળા–બાદબાકી મૂકીને તારવી કાઢવા પડે છે તેમ અહીં પણ તે જ નિયમનો આશ્રય લઇને મેં અનુમાન દોરી કાઢયું છે.”

'જૈન' ૨૯–૪–૩૬

જયાં હકીકતો સ્પષ્ટપણે લખી ન હોય ત્યાં આસપાસની હકીકત, સંયોગો, ક્ષેત્ર, કાળ વિગેરેને અનુસરીને ગણિત-શાસ્ત્ર, ખગોળશાસ્ત્રના સરવાળા–બાદબાકી–ગુણાકાર–ભાગાકાર વિગેરેથી બધાની ગણત્રી કાઢી શકાય એ ખરું, પણ જયાં ચોક્કસ ને સ્પષ્ટ હકીકતો રજૂ કરેલ છે, બાળવય ને યૌવનવયની મર્યાદા બાંધી દીધી છે અને બાળવય વટાવ્યા પછી યૌવનવયમાં આવ્યા ત્યારે લગ્ન થયાનો સ્પષ્ટ ને સચોટ નિર્દેશ કર્યો છે ત્યાં પણ સરવાળા ને બાદબાકી કે ગણિત-શાસ્ત્રાદિનો આશ્રય શોધવો અને ઊલટું એમ કહેવું કે '**સ્પષ્ટ-પણે ક્યાંય નિર્દેશ થયેલો નથી જ**' અને એમ માનીને કલ્પના-ને બળે અનુમાન દોરી તેમની તેર-ચૌદ વર્ષની લગ્નવય ઠરાવી દેવી એ કેટલું હડહડતું જુઠાણું છે? વીરની લગ્નાવસ્થા માટે ગમે તે ગણિતશાસ્ત્રથી કે ગમે તેવા સરવાળા–બાદબાકી ગણી કાઢ-વામાં આવે તો પણ તેમાંથી બીજું કશું નિપજી શકતું નથી કે ૧૩–૧૪ વર્ષે લગ્ન થયાનું નીકળી આવે એમ નથી.

અલબત્ત આ હકીકતો તેમના વાંચવામાં ન આવી હોય એ સંભવિત છે પરંતુ પોતાના વાંચવામાં ન આવે તેથી ક્યાંય ઉલ્લેખ જ નથી એમ ન કહી શકાય. ઇતિહાસની બાબતમાં કે

જ્યાં પુસ્તકો ને લેખો પ્રમાણરૂપે મોજૂદ છે ત્યાં આવાં ગપાષ્ટકો ન ચાલી શકે.

## બુદ્ધની લગ્નવય

મહાત્મા બુદ્ધની બાબતમાં પણ આવી જ રીતે કલ્પનાજન્ય ગણત્રી કરી ભ્રમણા ફેલાવી મૂકી છે. ખરી રીતે મહાત્મા બુદ્ધના પણ ૧૩-૧૪ વર્ષે લગ્ન થયાં નથી. બૌદ્ધ ગ્રન્થોમાં સ્પષ્ટ ઉલ્લેખ છે કે તેમનાં લગ્ન સોળમે વર્ષે થયા છે.

બુદ્ધના લગ્ન સોળમે વર્ષે થયાનો અને રાહુલ-બુદ્ધના પુત્રની માતા યશોધરા તેમની પટરાણી હોવાનો બુદ્ધચર્યામાં ઉલ્લેખ છે.

यौवन–संन्यासः क्रमशः बोधिसत्त्व सोलह वर्ष के हुए ।

બુદ્ધચર્યા, પૃ૦ ૭

और सोलह–१६–वर्ष की आयु में एक कोलीय राजकुमारी से उसका विवाह कर दिया ।

भारतीय इ. रूपरेखा, जि. १, पृ. २९४–९६

બીજા પણ કેટલાય પ્રમાણો આ બાબતમાં મળી શકે તેમ છે, પરંતુ આટલાથી એ નિશ્ચિત થઇ શકે છે કે-શ્રી મહાવીર કે બુદ્ધ કોઇનાં બાળવયમાં-૧૩-૧૪ વર્ષે લગ્ન થયાની હકીકત તદ્દન અસત્ય છે. આથી એમ માનવાને પણ કારણ મળી આવે છે કે તેમણે શ્રી મહાવીર કે બુદ્ધની લગ્નવયનો આધાર ક્યાંયથી મેળવવાની કે તપાસવાની કોશીશ કરી નથી અને કેવળ કલ્પનાબળે 'પ્રાચીન ભારતવર્ષ'માં બધું આલેખવામાં આવ્યું છે.

શ્રી મહાવીર કે બુદ્ધ જેવી પ્રસિદ્ધ વ્યક્તિઓની હકીકતો કલ્પનાબળે લખી નાખવી અને તેને ઇતિહાસ તરીકે ઘુસાડી દેવી એ કેટલું બિનજવાબદારીભર્યું પગલું છે તે કોઈ પણ બુદ્ધિશાળી સ્હેજે સમજી શકે એવી વાત છે.

: ૧૮ :

## શ્રીયકના ગુરુ

મુનિપુંગવ **સ્થૂલભદ્ર** અને **શ્રીયક** બે ભાઈ હતા અને સ્થૂલભદ્રે ગુરુ **સંભૂતિવિજય** આચાર્ય પાસે દીક્ષા લીધી હતી એવી હકીકત મળે છે.

'પ્રાચીન ભારતવર્ષ''માં આ બાબત મતભેદ ઊભો કરી શ્રીયકના તો ઠીક પરંતુ **સ્થૂલભદ્રના ગુરુ** પણ **સંભૂતિવિજયને** બદલે **શય્યંભવસૂરિને** બતાવ્યા છે.

**સ્થૂલભદ્ર** પણ પ્રસિદ્ધ વ્યક્તિ છે અને તેમના ગુરુ તરીકે **સંભૂતિવિજય** પણ પ્રસિદ્ધ આચાર્ય છે. વળી પ્રતિક્રમણ કરનારાઓનો મોટો ભાગ એ જાણી શકે છે કે–સ્થૂલભદ્રના ગુરુ સંભૂતિવિજય આચાર્ય છે, કારણ કે તે પ્રતિક્રમણમાં સજઝાય તરીકે કોઈ ને કોઈ વખતે સ્થૂલભદ્રની સજઝાય જરૂર સાંભળવામાં આવી શકે છે.

મોકલ્યા તો મારગમાંહિં મળીયા જો,
**સંભૂતિ આચારજ** જ્ઞાને બળીયા જો,
સંયમ દીધું સમકિત તેણે શિખવ્યું જો.

સ્થૂલભદ્ર સજઝાય

. એટલે સ્થૂલભદ્રના ગુરુ **શય્યંભવસૂરિ નહિં** પણ **સંભૂતિવિજય** આચાર્ય હતા; ( શય્યંભવસૂરિ તો મનક મુનિના ગુરુ અને પિતા છે એ પણ એથી વિશેષ પ્રસિદ્ધ હકીકત છે ) છતાં 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકમાં એવું લખાણ થયું છે કેઃ—

" તેણે [ શ્રીયકે ] **સ્થૂલભદ્રજીના ગુરુ શ્રી શય્યંભવસ્વામી** પાસે દીક્ષા લીધી હતી. આ શય્યંભવસૂરિનું સ્વર્ગ મ. સં. ૧૫૬ માં થયું હતું. "

પ્રા. ભા. પુ. ૧, પૃ૦ ૩૬૬

વાસ્તવમાં ઉપરની હકીકત દેખીતી રીતે અસત્ય છે. ખરી રીતે બન્ને ભાઇઓની દીક્ષા શ્રી **સંભૂતિવિજય પાસે થઇ હતી અને બન્નેના ગુરુ પણ સંભૂતિવિજય જ હતા.**

( १ ) क्रमात् श्रीयकः क्षितिपपार्श्वात् स्वपुत्रस्य मन्त्रिमुद्रां दापयित्वा श्रीगुरुपार्श्वे दीक्षां जग्राह ।

भरतेश्वरबाहुबलिवृत्ति, पृ० ४४

( २ ) इतः श्रीयकः श्रीसंभूतिविजयसूरिधर्मोपदेशं श्रुत्वा प्राप्तवैराग्यो दीक्षां जिघृक्षुरभूत्...ततः श्रीयकः स्वं पुत्रं मन्त्रिपदे स्थापयित्वा संयमं ललौ ।

म. वा. पृ. ६६.

ઉપર્યુક્ત પાઠમાં ગુરુ એટલે ભાઇના ગુરુ સમજવાના છે. એટલે **શ્રીયકના ગુરુ પણ સંભૂતિવિજય** અને સ્થૂલભદ્રના ગુરુ પણ **સંભૂતિવિજય** આચાર્ય છે. શય્યંભવસૂરિ

તેમના ગુરુ હોવાનું તદ્દન અસંભવિત છે; કારણ કે શય્યંભવસૂરિ તો ચોથી પાટે થયા છે અને વી. સં. ૯૮ માં કાળધર્મ પામ્યા છે; જ્યારે સંભૂતિવિજય તો છઠ્ઠી પાટે થયા છે અને વી. સં. ૧૫૬ માં કાળધર્મ પામ્યા છે. એટલે ઉપર જે સં. આપ્યો છે તે પણ અસંબદ્ધ છે.

: ૧૯ :

## वाहीकुल के वाहीक कुल?

'પ્રાચીન ભારતવર્ષ'માં એક સ્થળે લખવામાં આવ્યું છે કે—

"ચેટકરાજા પાસે સુજ્યેષ્ઠાની માગણી કરવા દૂત મોકલ્યો હતો. તેના જવાબમાં ચેટક રાજાએ કહ્યું કે **વાહી** કુળમાં ઉત્પન્ન થઈ, હૈહયવંશની કન્યા ઇચ્છે છે."

'પ્રાચીન ભારતવર્ષ' ભા. ૧, પૃ. ૨૭૫, ટી. ૪૭.

ઉપરના અવતરણમાં **વાહીકુળ** જે છે તે ગલત જણાય છે. ઇતિહાસમાંના ઉલ્લેખો પ્રમાણે તો **વાહીક કુળ** હોય એમ લાગે છે. ઇતિહાસમાં જ્યાં જ્યાં તેનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં 'વાહીક' એ પ્રમાણે લખાયું છે.

( ૧ ) वाहीक એક દેશ, જાટની જાતિ.

શબ્દચિંતામણિ, પૃ. ૧૧૬૩

( २ ) चेटकोऽप्यब्रवीदेवमनात्मज्ञस्तव प्रभुः ।
वाहीककुलजो वाञ्छन् कन्यां हैहयवंशजाम् ॥२२६॥

त्रि. श. चरित्र, प. १०, सर्ग ६, पृ. ७८

રાજા ચેટકે એ પ્રમાણે કહ્યું કે–તારા સ્વામી–રાજાને ખબર નથી લાગતી કે **વાહીક** કુળમાં ઉત્પન્ન થઇને **હૈહયવંશની** કન્યાને ઇચ્છે છે.

( ३ ) वहिश्च नाम हीकश्च विपाशायां पिशाचकौ ।
तयोरपत्यं वाहीकाः नैषा सृष्टिः प्रजापतेः ॥

ઉપર પ્રમાણે વાહિ અને હીક એ બે દુષ્ટ આત્માના વંશજો એ વાહીક કહેવાય છે, જેઓ વિપાશા નદીને કાંઠે રહેતા હતા.

महाभारत कर्णपर्व ८

Cunningham Geogropby, edition II, P. 687.

( ४ ) वाहीयकुले...

आवस्यक( हारिभद्रीय) वृत्ति, पृ. ६७७

( ५ ) वाहीक्कुलाय

आवस्यक( हारिभद्रीय) वृत्ति, पृ. ६७७

ઉપરના અને બીજા પણ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે 'પ્રાચીન ભારતવર્ષ'માં આવેલું વાહીકુળ સત્ય નથી પણ વાહીકકુળ સત્ય છે.

: ૨૦ :

## ચોરવાડ એ જ શૌરિપુર કે ?

'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકમાં શૌરિપુર સંબંધી ઉલ્લેખ કરાયો છે અને તેમાં વેરાવળ પાસે ચોરવાડ એ જ ખરું શૌરિપુર છે એમ બતાવવાનો વૃથા પ્રયાસ થયો છે.

આગ્રા ને અલ્લાહબાદ વચ્ચે જમના નદીના કિનારા ઉપર આવેલા શૌરિપુરનો મેળ ચોરવાડ સાથે બેસારવાની કોશીશ શા માટે થઈ હશે અને એ કલ્પનાનો શો હેતુ હશે તે કલ્પી શકાતું નથી. એક દૃષ્ટિએ તો એ કલ્પના જ વાહિયાત–મુખમસ્તીતિ વક્તવ્યં જેવી છે છતાં પણ उपस्थितं विचिन्तयेत् એટલે પ્રશ્ન ઉપસ્થિત થયો છે તો તેનો પણ પ્રમાણપુરઃસર વિચાર કરવો જોઈએ.

પ્રસ્તુત ગ્રન્થમાં લખ્યું છે કે—

" શૌરિપુર=શૌરિ+પુર; **શૌરિ તે ચૌરિનું** અપભ્રંશ છે; અને **ચૌરિ તે ચોર ઉપરથી ટૂંકું** નામ સંભવે છે. એટલે ચોરપુર અથવા હાલનું ચોરવાડ=વેરાવળથી વાયવ્ય ખૂણે આશરે બાર માઈલ ઉપર છે, જ્યાં જૈનધર્મના બાવીશમા તીર્થંકર નેમિનાથના પિતા સમુદ્રવિજયનું રાજ્ય સ્થાપિત થયું હતું."

પ્રા. ભા. ભા. ૧, પૃ. ૫૦. ટી.

ઉપરનું અવતરણ વાંચતા સમજદાર વાચકને લેખકના મગજની ડામાડોળ અને અવ્યવસ્થિત સ્થિતિનો ખ્યાલ સ્હેજે આવી જાય.

શૌરિ એ ચૌરિનું અપભ્રંશ કઈ ભાષાનું અને કેવી રીતે થયું ? કયા વ્યાકરણમાં ને કયા કોશમાં વાંચ્યું ? તેનું કોઈ પ્રમાણ કે આધાર બતાવ્યો નથી.

ચૌરિ એ ચોર ઉપરથી ટૂંકું નામ છે એનું પણ કાંઈ પ્રમાણ કે આધાર નથી. વળી વ્યાકરણની દૃષ્ટિએ તો ટૂંકું નામ

કે અલ્પ પ્રયત્ન ને અલ્પ માત્રાવાળું નામ **ચોર** છે. ચૌરિ નામ તો ચોર કરતાં મોટું ને અધિક પ્રયત્ન તથા માત્રાવાળું નામ છે. એટલે ચૌરિ કરતાં ચોર ટૂંકું નામ છે, એ તો ઊંધા મગજની સંભ્રાન્ત કલ્પના છે.

વાસ્તવમાં શૌરિપુરની જે વ્યુત્પત્તિ કરી છે તે ભારતની કે યૂરોપ, અમેરિકાની કોઇ ભાષામાંથી નીકળી શકે તેમ નથી. અને જો मुखमस्तीति वक्तव्यं કરવું હોય તો મુંબઈને નાગપુર માને, માતાને સ્ત્રી માને કે પુત્રને પિતા માને તો પણ કોઈ કોઇને કહી શકે નહી. વ્યક્તિગત રીતે તે બધું ય ગમે તે રીતે સમજી લેવાય પરંતુ આવી વસ્તુ જનતા સમક્ષ મૂકવાનું સાહસ ન કરાય. દરેક વસ્તુની સંગતતા અસંગતતાનો ખ્યાલ કરવો રહ્યો, ઇતિહાસમાં તો વિશેષે કરીને. ચોરવાડને શૌરિપુર કે સાંચીને પાવાપુરી માનવાની હકીકત જેવી કલ્પના પ્રાચીન ભારતવર્ષ પુસ્તક સિવાય ઇતિહાસમાં કદાચ કયાંય નહીં મળે.

શૌરિપુરની ખરી ઉત્પત્તિ તો એમ છે કે-**શૌરિ** અને **સુવીર** એ **શૂર રાજાના** બે દીકરા હતા. રાજાએ દીક્ષા લીધી ત્યારે શૌરિએ પોતાના નાના ભાઈ સુવીરને મથુરાનું રાજ્ય સોંપી પોતે ફરવા નીકળી ગયો અને તેણે કુશાર્ત દેશમાં જઈ નવું ગામ વસાવ્યું. તેનું નામ તેણે **પોતાના નામ ઉપરથી શૌરિપુર પાડયું**. ભાવસિંહજીએ પોતાના નામ ઉપરથી ભાવનગર અને જામ સાહેબે જામનગર, કૃષ્ણકુમારે કૃષ્ણનગર એમ રાજાઓ પોતાના નામ ઉપરથી રાજધાનીના નામ પાડે છે

તે પ્રમાણે શૌરિ રાજાએ પોતાના નામ ઉપરથી શૌરિપુર નામ પાડયું હતું. હકીકત તો આ છે અને તે શૌરિપુર અત્યાર સુધી અવશિષ્ટરૂપે ત્યાં જ છે. તે તીર્થનો આખો વહીવટ આગ્રાના શ્વેતાંબર સંઘ હસ્તક છે, તે સર્વવિદિત હકીકત છે.

આગ્રા અને ટુંડલા વટાવી, શિકોહાબાદ જંકશન ઉતરી ગાડા માર્ગે ચૌદ માઇલને આશરે તે જગ્યા છે. જમના નદી પાર કરીને ત્યાં જવાય છે. અત્યારે તો તેના અવશેષરૂપે બટેશ્વર કરીને ગામડુ છે અને તેની પાસે ટેકરી ઉપર શૌરિપુર તીર્થનું મંદિર ને ધર્મશાળા છે. ઇ. સ. ૧૯૨૪ લગભગમાં તેની ફરી છેલ્લી પ્રતિષ્ઠા થઇ હતી.

ચોરવાડ અને શૌરિપુર બે જુદા ગામ છે એ તો ઠીક પણ તે બન્ને વચ્ચે લગભગ એક હજાર માઇલનું અંતર છે. એક પશ્ચિમ દિશામાં છે; બીજું પૂર્વમાં છે.

આ સર્વવિદિત હકીકત જાણ્યા પછી તેને શાસ્ત્રીય અને ઇતિહાસના પ્રમાણોથી તપાસીએ.

સૌથી પ્રથમ તો શૌરિપુરનું **જમના નદીને કિનારે** હોવાનું વર્ણન છે એટલું જ નહીં જમના નદીમાં શૌરિપુરની ભાગોળે કેટલાક ઐતિહાસિક બનાવો પણ બન્યાનો ઉલ્લેખ છે.હવે જમના નદી દીલ્હી, આગ્રા, શૌરિપુર તરફ વહેતી વહેતી અલ્લાહાબાદ-માં જઇને ગંગા નદીમાં મળી ગઇ. અર્થાત્ શૌરિપુર જમના નદી ઉપર હોવાથી તે આગ્રા અને અલ્લાહાબાદના રસ્તામાં હોવાનું સિદ્ધ છે.

( १ ) जउणानइए वहिउं गोसे सूरिअपुरे पत्ता ।

જમના નદીમાં પેટી વહેતી વહેતી ( મથુરાથી ) શૌરિપુરમાં આવી.

भवभावना ( म० हेमचन्द्र ), पृ. ११६

( २ ) यमुनां किं भूतां ? शौर्यपुरः—सोरीपुरस्य, अंके—समीपे ।

જમના કેવા પ્રકારની ? શૌરિપુરને ખોળે–પાસે–પાદરમાં અર્થાત્ યમુના નદી શૌરિપુરના પાદરમાં વહે છે.

हीरसौभाग्यकाव्य पृ. ६९१

( ૩ ) જી હો સોરિપુર રળિયામણો જી હો,
જન્મ્યા **નેમિજિણંદ;**
જી હો **યમુના તટનીને** તટે જી હો,
પૂજ્યાં હોઇ આણંદ.

प्राचीनतीर्थसंग्रह, भा. १, पृ. ९९

( ४ ) सा (पेटी) दास्याक्षेपयत् रत्नपूर्णा तां यमुनाजले ॥७०॥

........................................

नद्या निन्ये च मञ्जूषा द्वारे शौर्यपुरस्य सा ॥ ७१ ॥

........................................

ददर्श कांस्यपेटां तां चकर्ष च बहिर्जलात् ॥ ७२ ॥

त्रि. श. च. पर्व ८, सर्ग २, पृ. २१

દાસીએ રત્નથી ભરપૂર તે પેટીને મથુરા નગરીથી જમનાના પાણીમાં નાખી તે તણાતી તણાતી શૌરિપુર નગર

પાસે આવી અને તે પેટીને જોઈ એટલે પાણીથી બહાર ખેંચી કાઢી ( શૌરિપુર નગરમાં )

આ રીતે શૌરિપુર એ જમુના નદીને કિનારે હોવાનું પ્રસિદ્ધ છે.

હવે શૌરિપુરની સ્થાપના કેમ થઈ તે જોઇએ.

( ५ ) शूरस्यापि सुतौ शौरि-सुवीरौ वीरकुञ्जरौ ॥ ३ ॥
शौरिं राज्ये यौवराज्ये सुवीरं न्यस्य शूरराट् ।

..............................

शौरीस्तु मथुराराज्यं सुवीरायानुजन्मने ।
दत्त्वा कुशार्तदेशेऽगात् तत्र शौर्यपुरं न्यधात् ॥ ४ ॥

त्रि. श. च. पर्व० ८, सर्ग० २, पृ० २०

( ६ ) शौरिः सुवीराय मथुराराज्यं दत्त्वा स्वयं यदृच्छया कुशावर्त्तदेशे विजहार । तत्र देशे नवीनं शौर्यपुरं नगरं व्यधात् ।

पाण्डवचरित्र (ग.) पृ० १९

(૭) શૌરી રાજા પોતાના ન્હાના ભાઈ સુવીરને મથુરાનું રાજ્ય સોંપીને પોતે કુશાવર્ત નામના દેશમાં ફરવા નીકળી ગયો. અને ત્યાંહાં જઇને એક શૌર્યપુર એવા નામનું નગર રચ્યું.

પાંડવચરિત્ર ( ભાષાંતર ) પૃ. ૩૪.

( ८ ) सोरियं कुसट्टाय.........

प्रवचनसारोद्धार ( उत्तरभागः) पृ. ४४६

( ९ ) सौरिकं नगरं, कुशार्तो देशः

प्रवचनसारोद्धार ( उत्त० ) पृ. ४४६

( १० ) सोरियपुरंमि नयरे आसि राया महड्ढिए ।
वसुदेवत्ति नामेणं रायलक्खणसंजुए ॥ १ ॥

सोरियपुरंमि नयरे आसि रायामहड्ढिए ।
समुद्दविजये नामं रायलक्खणसंजुए ॥ ३ ॥

उत्तराध्ययन ब्रृहद् वृत्ति, पृ. ४८९

( ११ ) वसुदेवहिन्डी ના પૃ. ૧૧ અને ૩૬૮ ઉપર પણ આ હકીકત જણાવી છે.

ઉપરના પ્રમાણોથી એ સિદ્ધ થયું કે–**શૌરિપુર જમના નદીના કિનારે હતું અને સમુદ્રવિજયનું રાજ્ય ત્યાં હતું.** હવે બીજી રીતે વિચારીએ.

જ્યારે જરાસંધ રાજાથી પીડા પામીને જાદવો મથુરાથી નીકળી ગયા ત્યારે તે મથુરાથી સૌરાષ્ટ્રમાં ગયા છે. ત્યાં જતાં જતાં તેઓ પહેલાં **શૌરિપુર** પણ ગયા છે.

( १२ ) यात प्रतीच्यामधुना समुद्दिश्याम्बुधेस्तटम् ।
भावी शत्रुक्षयारम्भो गच्छतामपि तत्र वः ॥३६१॥

..............................

एकादशकुलकोटीसंयुतो मथुरां जहौ ॥३६३ ॥

गत्वा शौर्यपुरे सप्तकुलकोटीस्ततोऽपि हि ।
आदाय ज्ञातिसहितः समुद्रविजयोऽचलत् ॥३६४॥

..............................

ततो हृष्टस्तमर्चित्वा समुद्रो व्यसृजन् मुनिम् ।
सुखाकरैः प्रयाणैश्च सुराष्ट्रामण्डलं ययौ ॥३९०॥
तत्र रैवतकस्याद्रेः प्रत्यगुत्तरतोऽथ ते ।
अष्टादशकुलकोटीसंयुताः शिविरं न्यधुः ॥ ३९१ ॥

त्रि. श. चरित्र, पर्व ८, सर्ग ५, पृ. ९१, ९२

( १३ ) अह अन्नया नरिन्दो सउरी तं चेव महुरनयरीए ।
ठावेऊणं सामिं सयं कुसट्टाजणवयम्मि ॥१६८३॥
सोरिअपुरं निवेसइ चंदुज्जलविविहभवणपंतीहि ।
... ... ... ... ॥१६८४॥

भवभावना वृत्ति ( म० हेमचन्द्र ), पृ. ११४

( १४ ) पच्छिमदिसाए इण्हिं वच्चह विंझगिरिअभिमुहा तुब्भे ।
इअ निच्छिऊण सव्वे विनिग्गया सोहणदिणम्मि॥२९२२॥
पच्छिमदिसाए समुहा तेहि अ सह महुरनयरपडिबद्धो ।
लोगो विनिग्गओ कण्हरामजुयलाणुरागेण ॥२९२३॥
सव्वोऽपि सूरसेणाजणवयलोओ तहेव य समग्गं ।
सोरिअपुरं कुसट्टाजणवयलोओ गओ सव्वं ॥२९२४॥

भवभावना (म० हेमचन्द्र ) वृत्ति, पृ० १६८

( १५ ) वच्चंति सुरट्ठाए उज्जिंतगिरिस्स पच्छिमुत्तरओ ।
विरयंति सन्निवेसं रमणिज्जपसत्थभूभागे ॥२११८॥
भवभावना टीका ( म० हेमचन्द्र ), पृ० १७०

( १६ ) वयञ्चैव महाराज जरासन्धभयात् तदा ।
मथुरां संपरित्यज्य गता द्वारवतीं पुरीम् ॥

જરાસંધના ભયથી મથુરાનગરીનો ત્યાગ કરી દ્વારવતી–દ્વારકા નગરી તરફ ગયા.

Historical quarterly, Vol. X, No. 3, P. 543

( १७ ) इति संचित्य सर्वे स्म प्रतीचीं दिशमाश्रिताः ।
कुशस्थलीं पुरीं रम्यां रैवतेनोपशोभिताम् ॥

એ પ્રમાણે વિચાર કરીને પશ્ચિમ દિશા તરફ રૈવતક–ગિરનારથી શોભિત **કુશસ્થલી** નગરીમાં ગયા.

Historical quarterly, Vol. X. No. 3, P. 542

( 18 ) *Kushasthali* and *Dwāravati* are two names of same town and it was under the shadows of the Raivataka or Gomanta Hill, and protected by it.

**કુશસ્થલી** અને **દ્વારવતી** એ બન્ને એક જ શહેરના નામો છે; અને તે રૈવતક કે ગોમન્ત પર્વતની છાયામાં તેનાથી રક્ષાયેલા છે.

Historical quarterly, Vol. X, No. 3, P. 543

( 19 ) In this paper, our object is to locate the site of **Dwāravati**, ( **Dwārkā** )-to which place the **Yādavas** migrated for safety from **Jarāsandha's** aggression, after having left **Mathurā** in a body.

Historical quarterly, Vol. X. No. 3, P. 542.

( २० ) चेदि के पश्चिमोत्तर शूरसेन में अन्धक-यादवों का राज्य था, जहां का राजा कंस जरासन्ध का दामाद था ।

भारतीय इ. रूपरेखा जि. १, पृ. १६२

(२१) जरासन्ध का कोप कृष्ण और मथुरावासियों पर उमड़ पड़ा । मथुरा के यादव देरतक उसका मुकाविला न कर सके, और प्रवास कर द्वारका चले गये, जहां कृष्ण उनका नेता वना ।

भारतीय इ. रूपरेखा, पृ. १६२

આ બધા પ્રમાણો ઉપરથી સાબિત થાય છે કે યાદવોનું રાજ્ય **શૂરસેનમાં** જમના નદીને કિનારે હતું, **સમુદ્રવિજય શૌરિપુરનો** રાજા હતો અને **મથુરાથી સૌરાષ્ટ્રમાં** આવ્યા પહેલાં **શૌરિપુરની** સ્થાપના થઈ ગઈ હતી; કારણ કે યાદવો **શૌરિપુર** જઈ ત્યાંથી બીજા યાદવો સાથે **સૌરાષ્ટ્રમાં** આવ્યાનો ઉલ્લેખ છે.

વળી **પાંડવ ચરિત્ર** તેમ જ political History....વિગેરે ગ્રંથોથી એમ જણાય છે કે-શૂરસેન અને **કુશાવર્ત દેશ** જમના નદીને કાંઠે છે; છતાં પ્રા. ભા. પુસ્તકમાં તે આખા દેશને સૌરાષ્ટ્રમાં ઘસડી લાવવાનો મિથ્યા પ્રયાસ

થયો છે. વળી તેમાં શબ્દના અર્થ ઉપરથી કુશાવર્ત દેશની સૌરાષ્ટ્રમાં સ્થાપના કરતાં એમ લખવામાં આવ્યું છે કે–

" કુશાવર્ત=કુશ +આવર્ત; કુશ=ઘાસ; આવર્ત=છવાયલું ઢંકાયેલું. જે દેશ સર્વત્ર ઘાસથી વિવૃત્ત થયેલ છે તે. સૌરાષ્ટ્રમાં આવો ભાગ ગિરનાર પર્વતની તળેટીવાળો પ્રદેશ છે, અને તેથી ગિરના જંગલનો દેશ તે કુશાવર્ત, હાલના જુનાગઢ રાજ્યની હકુમતમાં તે આવેલ છે."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૫૦. ટી.

હું આગળ પણ પ્રસંગોપાત્ત. જણાવી ગયો છું કે–શબ્દનો અર્થ કરી દેશના કે વ્યક્તિના કાલ્પનિક નામો ને હકીકતો સ્થાપવાનો પ્રયત્ન અવાસ્તવિક છે; તેમ અહીં પણ જો શબ્દના અર્થથી જ માત્ર કુશાવર્તની સ્થાપના કરવામાં આવે તો જે જે હરીયાળા પ્રદેશો અને ઘાસથી હર્યાભર્યા પ્રદેશો હોય તે બધા કુશાવર્ત દેશ ગણાવા જોઈએ અને ત્યાં બધે શૌરિપુર નગરની સ્થાપના કરી દેવી જોઇએ; પરંતુ તે તો વાહિયાત કલ્પના ગણાય.

વળી બીજી રીતે વિચાર કરીએ કે–જૈન ગ્રંથોને આધારે સાડીપચીશ આર્યદેશોની ગણત્રી થઇ છે તેમાં **કુશાવર્તની રાજધાની શૌરિપુર અને સૌરાષ્ટ્રની રાજધાની દ્વારાવતી** એ બન્ને જુદી જુદી ગણાવી છે. હવે કુશાવર્તને જ જો ગિરનાર કે જૂનાગઢની આસપાસ ગણી લેવામાં આવે તો સાડાપચીશ દેશની હકીકતનો મેળ શી રીતે બેસી શકે?

આ બધું તો ઠીક પણ પ્રસ્તુત ગ્રંથમાં એક અસંબદ્ધ અને અસંભવિત હકીકત તો એ લખી છે કેઃ—

" સૌરાષ્ટ્રમાં જ ઉપરના નં. ૧૦ વાળો–શૌરિપુરવાળો ભાગ આવી જતો હતો, અને શ્રીકૃષ્ણના પિતા વસુદેવ તથા શ્રી નેમિનાથના પિતા સમુદ્રવિજય; તેમજ બીજા આઠ ભાઈઓ મળીને કુલ દશ ભાઈઓ....મથુરાથી કાઠિયાવાડમાં આવીને વસ્યા હતા."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૫૦, ટી. ૧૨.

ઉપરના અવતરણમાં લેખક સ્વયં લખી નાખે છે કે **સમુદ્રવિજયના વખતમાં યાદવો મથુરા છોડી કાઠિયાવાડમાં** આવ્યા.

હવે આપણે એ વિચારવાનું છે કે–શૌરિપુરની સ્થાપના ક્યારે થઈ અને કોણે કરી ? આપણે સ્હેજ ઊંડા ઉતરી યાદવોની વંશાવળિ તપાસી જઈએ.

( ૨૨ ) " मथुरा नाम पुरी अस्ति,...तस्या **यदुनामा** नरेश्वर आसीत् । यतो **यादवभूभुजां** वंशोऽभूत् । तत्पुत्रः **शूरनामा** । तस्य द्वौ पुत्रौ **शूरि–सौवीरनामानौ** अभूताम् । तयोर्यथाक्रमं राज्यं यौवराज्यं च दत्त्वा तपस्यामंगीकृत्य शूरनराधिपो दिवं ययौ । **शौरिः** ......**कुशावर्तदेशे** विजहार । तत्र देशे **नवीनं शौर्यपुरं नगरं** व्यधात् । तस्य शौरेः राज्यं कुर्वतो **अन्धकवृष्णिप्रमुखा** बहवस्तनयाः संजज्ञिरे ।

सुवीरस्यापि मथुराराज्यं कुर्वतो भोजकवृष्णादयो बहवः पुत्राः संजज्ञिरे।.......

शौरिः अन्धकवृष्णिसुताय शौर्यपुरं राज्यं दत्त्वा.......शिवश्रियमशिश्रियत्।

सुवीरो भोजकवृष्णये मथुरां दत्त्वा सिन्धुदेशे गतः।... भोजकवृष्णेः महौजसः उग्रसेननामा तनयोऽभवत्।

शौर्यपुराधीशस्य अन्धकवृष्णेश्च सुभद्रानाम्न्यां पट्टराज्ञ्यां... सुता दश अभुवन्। तेषां नामानि अमूनि—

समुद्रविजयः पुर्वमक्षोभ्यस्तदनन्तरम्...इत्यादि...

અર્થાત મથુરામાં યદુ નામને રાજા હતો જેનાથી યાદવવંશની સ્થાપના થઈ. તેને શૂર નામને પુત્ર થયો. તેને બે પુત્રો થયાઃ એક શૌરિ ને બીજો સુવીર. શૂર રાજાએ શૌરિને મથુરાનું રાજ્ય આપ્યું ને સુવીરને યુવરાજપદે સ્થાપી તે સ્વર્ગવાસી થયો. શૌરિએ મથુરાનું રાજ્ય સુવીરને આપી કુશાવર્ત દેશમાં જઇ શૌરિપુર નગરની સ્થાપના કરી, તેને અંધકવૃષ્ણિ વિગેરે પુત્રો થયા.

મથુરાના રાજા સુવીરને ભોજકવૃષ્ણિ વિગેરે પુત્રો થયા.

શૌરિ રાજા અંધકવૃષ્ણિને શૌરિપુરનું રાજ્ય આપી સ્વર્ગવાસી થયા અને સુવીર રાજા ભોજકવૃષ્ણિને મથુરાનું રાજ્ય આપી સિન્ધુદેશમાં ગયા.

ભોજકવૃષ્ણિને ઉગ્રસેન નામે પુત્ર થયો અને શૌરિપુરના રાજા અંધકવૃષ્ણિને સમુદ્રવિજય વિગેરે દસ પુત્રો થયા.*

पाण्डवचरित्र गद्य पृ. १९

આના ઉપરથી વંશાવળી એમ ઉતરે છેઃ—




હવે વિચાર કરીએ કેઃ—

જરાસન્ધ રાજાના વખતમાં તેના ત્રાસથી સમુદ્રવિજય વિગેરે યાદવો સૌરાષ્ટ્રમાં પહેલવહેલા આવ્યા છે એટલે કે શૌરિ રાજાની ત્રીજી પેઢીએ યાદવો સૌરાષ્ટ્રમાં આવ્યા; જ્યારે શૌરિપુરની સ્થાપના તો સમુદ્રવિજયના પિતાના પિતા એટલે કે સમુદ્રવિજયની પહેલા ત્રીજી પેઢીએ શૌરિ રાજાએ કરી અને તે વખતે સૌરાષ્ટ્રમાં યાદવોનું નામનિશાન પણ ન હતું.

* વિશેષ ઇતિહાસ પાંડવ ચરિત્રમાંથી જોઇ લેવો.

જે વખતે સમુદ્રવિજય સૌરાષ્ટ્રમાં આવ્યા ત્યારે તો શૌરિ રાજા સ્વર્ગમાં હતા. પછી શૌરિપુરની સ્થાપના સૌરાષ્ટ્રમાં શી રીતે થઇ અને કોણે કરી ? શું શૌરિ રાજા ત્યાંથી શૌરિપુરની સ્થાપના કરવા સમુદ્રવિજયના વખતમાં ઉતરી આવ્યા હતા ? એ વાત તો ઠીક પણ શૌરિ રાજાના વખતમાં થયેલી હકીકતનો સમુદ્રવિજયના વખતમાં થયાનો ઉલ્લેખ કરવો એ કેવી બુદ્ધિમત્તા કહેવાય ? આવા ઇતિહાસથી તો કથાનક પણ કંઇક સારાં કહી શકાય.

: ૨૧ :

## રાજા પ્રસેનજીત અને પ્રદેશી રાજા

'પ્રાચીન ભારતવર્ષ'માં પ્રસેનજીત અને પ્રદેશી રાજાને એકમેકના અપભ્રંશ ગણી તે બન્ને એક જ છે એમ મનાવવાનો યત્ન થયો છે; જ્યારે શાસ્ત્રો અને ઇતિહાસ–પૌર્વાત્ય અને પાશ્ચાત્ય–તે બન્ને રાજા ભિન્ન ભિન્ન હતા, તેમનું રાજ્ય જુદું હતું અને વંશો જુદા હતા એમ બતાવે છે અને તેને માટે ઢગલાબંધ પુરાવાઓ રજૂ કરે છે.

પ્રસ્તુત પુસ્તકમાં એમ લખવામાં આવ્યું છે કે—

"તે સમયના રાજવીનું નામ પ્રસેનજીત હતું. અને તે મહાત્મા બુદ્ધ–તથાગતનો સમકાલીન હતો."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૭૯.

"બૌદ્ધગ્રન્થોમાં જણાવ્યા પ્રમાણે કોશળપતિનું નામ

પસાદિ છે; જ્યારે જૈનગ્રંથો નિહાળતાં તે સમયના કોશળ-પતિનું નામ **પ્રદેશી રાજા** નીકળે છે. તથા તેને જૈનધર્મના તીર્થંકર શ્રી પાર્શ્વનાથની **પાંચમી**(?) પાટે થયેલ કેશી નામના આચાર્યનો પરમ ભક્ત માન્યો છે, તેમજ શ્રી મહાવીરનો સમકાલીન ગણ્યો છે. ”

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૭૯—૮૦

“ બૌદ્ધ ગ્રન્થોનો રાજા **પ્રસેનજીત** અને જૈન ગ્રંથનો રાજા **પ્રદેશી એક** જ વ્યક્તિ હશે.”

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૮૦

“ તેની ( કોશલની ) રાજધાની **અયોધ્યા** ગણાતી હતી. ઇ. સ. પૂ. ની છઠ્ઠી સદીમાં જે રાજાનું સ્વામિત્વ આ પ્રાંત ઉપર હતું તેમનું નામ **પ્રસેનજીત** હતું. ”

તેને જ **પ્રસાદી** અને **પ્રદેશી** પણ કહેવાય છે. (ટી. ૯)

પ્રા. ભા. પુ. ૧. પૃ. ૭૫

“ બૌદ્ધગ્રન્થોમાં ‘ King Passadi ’ લખ્યું છે; **પ્રદેશી, પસાદી** અને **પ્રસેનજીત** આ ત્રણ નામો એક હોઇ શકે કે કેમ તે ભાષાશાસ્ત્રીઓનો વિષય છે.....

જ્યારે રાધાકુમુદ મુકરજી ‘ Man and thought ’ ના પૃ. ૩૨ માં તે શબ્દ, **પસેનાદિ** હોવાનું જણાવે છે; ગમે તે શબ્દ હોય. **મારું અનુમાન** એમ છે કે જેમ જૈન ગ્રન્થમાં **પ્રદેશી** નામ છે અને તેને પ્રાકૃતમાં **પદેશી લખાતું હશે,** તેમ બૌદ્ધના પાલી ગ્રન્થોમાં મૂળે તો **પદેશી** કે **પદાસી**

હશે; પણ તેને અંગ્રેજીમાં Paddasi લખવું પડે; પછી અંગ્રેજીમાં લખતાં લખતાં કોઇક લેખકે પોતાની બુદ્ધિ-કૌશલ્યના પ્રતાપે કે લેખિનીના ભૂતે અટકચાળુ કર્યું હોય તેથી, અથવા પ્રસેનજીત કે પસેનજીતના નામોચ્ચારની સાથે સામ્ય બતાવવા પદ્દાસીને બદલે પસાદી Passadi કરી નાખ્યું હોય."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૮૦. ટી. ૨૨

ઉપરના કથનમાં લેખકે બૌદ્ધ ગ્રન્થ ને જૈન ગ્રન્થોનું એકે નામ આપ્યું નથી. માત્ર બૌદ્ધ ગ્રન્થ ને જૈન ગ્રન્થ શબ્દો મૂકી કલ્પના કરી છે.

વળી 'પ્રકૃતમાં પદેશી લખાતું હશે' એમ લખવાની શી જરૂર? પ્રાકૃત પુસ્તકો તપાસવામાં આવ્યા હોત તો પ્રસંગોપાત્ત સ્થળે સ્થળે તેનું નામ આવે છે તેથી સ્વયં જાણી શકાય કે પ્રાકૃતમાં **પ્રદેશીનું** શું નામ થાય છે. પણ ખોટી શંકાઓ ઊઠાવી જનતાને ભ્રમમાં નાખવાનો પ્રયાસ તો નથી થતો ને? એનો અર્થ તો એ થાય કે પ્રાકૃત-સંસ્કૃત ભાષાનું જ્ઞાન ન હોય એવા જડ લોકો માટે આ ગ્રન્થ લખાયો હોય; કારણ કે પ્રાકૃત-સંસ્કૃત ભાષાના ગ્રંથો વાંચનારા તો ઘડીભરમાં એ જાણી શકે કે પ્રદેશીનું પ્રાકૃત રૂપ-નામ શું થાય. તેમને એ વિષયની શંકા જ ન થવા પામે.

ઉપરના અવતરણમાં એક સ્થળે લખ્યું છે. "પાલી ગ્રન્થોમાં પદ્દાસી થતું હશે." અરે! આમ થતું હશે ને

તેમ થતું હશે એવી મૂળ વગરની વાતો ઇતિહાસમાં ન ચાલે. પાલી ભાષાના ગ્રન્થો તપાસવાની મહેનત લઇને પછી અનુમાન બાંધવું ઘટે. આ ઇતિહાસ લખવાનો દાવો છે; કથાનક લખવાનો દાવો નથી.

અન્યત્ર લખ્યું છે "અંગ્રેજીમાં Paddasi લખવું પડે" માની લઇએ કે અંગ્રેજીમાં ગમે તે લખવું પડે પણ તેથી શું ? અંગ્રેજીમાં જે લખવું પડે તે ભારતીઓએ પણ લખવું પડે એવો કોઇ નિયમ નથી. વળી અંગ્રેજીમાં જે લખાય તે પ્રમાણ તરીકે સ્વીકારવું જ પડે એ પણ નિયમ નથી. અંગ્રેજીમાં લખાયલું પણ અસંગત થતું હોય તો ગમે તેટલું બુદ્ધિકૌશલ્ય વાપરે તોપણ તે કોઇ રીતે સ્વીકરણીય ન લેખાય.

ઉપરના અવતરણોમાં **પસાદી, પદેશી, પદાસી, પસેનાદી** એ ચાર નામો બતાવ્યાં છે અને તે ચારે નામો હબંગ જેવા છે; છતાં તેના સંબંધમાં પાનાઓ ભરી ભરીને નિરર્થક વિવેચન કરવામાં આવ્યું છે.

વળી રાધાકુમુદ મુકરજીનું લખાણ વાંચવામાં જ ભૂલ કરેલી છે. "Man of Thought" By R. Mookerji તેમાં લખ્યું છે કે–Pasenadi of Kosala પરંતુ તેનું ગુજરાતી ભાષાંતર કરવામાં ભૂલ કરી છે. વાસ્તવમાં તેનો અનુવાદ પસેનાદિને બદલે **પસેનદિ** કરવાનો છે; કારણ કે પ્રસેન-જીતનું પ્રાકૃત રૂપ પસેનદિ થાય છે. એ જ પ્રમાણે બધા અંગ્રેજીમાં બધે સ્થળે Pasenadi રૂપ લખાયું છે અને તેનું ગુજરાતી **પસેનદિ** જ કરાય છે.

તેના ઉપર જો કલ્પના કરીને તેનું ગુજરાતી રૂપ વિકૃત જ કરવું હોય તો **પાસેનાદિ, પાસેનદિ, પસેનાદિ** વિગેરે થઈ શકે; પરંતુ તે તો વિકૃત રૂપો કહેવાય.

વળી પ્રદેશી એ સંસ્કૃત નામ છે, પ્રાકૃત નથી. 'પ્રાકૃતમાં પદેશી લખાતું હશે' એમ લખવામાં લેખકનું ભાષાઅજ્ઞાન સૂચિત થાય છે. પ્રદેશીનું પ્રાકૃતરૂપ पदेसी વા पएसी થાય છે અને તેનો ઉલ્લેખ ઠેકાણે ઠેકાણે શાસ્ત્રોમાં મળી પણ આવે છે. અંગ્રેજીમાં તેને Paesi લખાય છે. Hermann Jacobi તેને पएसी—Paesi તરીકે લખે છે. જુઓ જૈન સાહિત્ય સંશોધક ખંડ ૧, અંક ૪, પૃ૦ ૧૭૩ તેમાં Paesi નામ વાપર્યું છે.

આવશ્યક ચૂર્ણિમાં પણ पएसी નામ વાપર્યું છે એટલે કે प्रदेशी નું प्राकृत रूप पदेशी નહીં પણ पएसी લખાય છે. पदेसी પણ જોવામાં આવે છે પરંતુ पदेशी થતું નથી.

એટલે ' प्रदेशी ને પ્રાકૃતમાં पदेशी લખાતું હશે કે બૌદ્ધના પાલી ગ્રંથોમાં મૂળે તો पदेशी के पदासी હશે. " એવી આધાર વગરની કલ્પના કરવી તેનો કશો અર્થ નથી.

વળી प्रसेनजित કે पसेनजित् ના નામોચ્ચાર સાથે पसादि નામને કશું સામ્ય નથી. તે બન્ને શબ્દો જુદા, નામો જુદા અને વ્યક્તિઓ પણ જુદી છે.

વળી કોશળપતિનું નામ **પ્રદેશી** રાજા હતું એ મંતવ્ય પણ બિલકુલ નિરાધાર અને અસત્ય છે. **કોશળપતિનું** નામ

**પ્રદેશી** રાજા નહીં પણ રાજા **પ્રસેનજીત** હતું. તેમની **રાજધાની**નું નામ **સાવત્થી** હતું. તે રાજા ઇતિહાસમાં पसेनदि, पसेनधि કે पसेणइ તરીકે ઓળખાય છે. તેઓ महाकोसल રાજાના પુત્ર હતા, તે मज्झिमनिकाय વગેરેથી જાણી શકાય છે.

જ્યારે प्रदेशी राजा તો **કેકયાધિપતિ** હતા અને તેમની **રાજધાની**નું નામ सेयविय હતું. એમ બન્ને રાજાઓ અને તે બન્નેના રાજ્યો અને રાજધાનીઓ એ બધું જુદું જુદું છે.

**પ્રદેશી રાજા** અને **રાજા પ્રસેનજીત** એ બન્ને જુદા જુદા છે એમ સામાન્યપણે જાણ્યા પછી તેમને શાસ્ત્રોક્ત રીતિએ અને ઇતિહાસમાં ઊંડા ઉતરીને તપાસીએ.

## રાજા પ્રસેનજીત

( १ ) किस तरह उत्तर देने पर राजा **प्रसेनजित** ( =पसेनदि ) कोसल का ठीक उत्तर होगा ?

मज्झिमनिकाय, पृ. ९६ ( राहुल )

( २ ) ..., महाकोसलराजा ( =**प्रसेनजित** के पिता )ने बिंबसार को कन्या देते वक्त, दोनों राज्यों के बीच एक लाख आय का काशीग्राम कन्या को दिया ।

बुद्धचर्या, ( राहुल० ) पृ. ४३९

( ३ ) राजा महाकोशलद्वारा काशी का विजय इ. स. पूर्व ६२९ में । कोशल में **प्रसेनजित** ६०१—५९२ ।............

भारतीय इतिहास रूपरेखा, जि. १, पृ. ४६३

( ४ ) महाकोशल का बेटा पसेनदि या प्रसेनजित था। उसने तक्षशिला में शिक्षा पाई थी, और वह पिता की तरह ही प्रतापी था।

भारतीय इ. रूपरेखा, जि. १, पृ. ३१९

( ५ ) उसका समकालीन मगध का राजा सेनिय (श्रेणिक) बिंबिसार था। (राज्यकाल लग. ६०१—५५२ इ. स. पू.), जिसके साथ पसेनदि की एक बहन का व्याह हुआ था।

भारतीय इ. रूपरेखा, जि. १, पृ. ३१९

( ६ ) पसेनधि, बिम्बिसार आदि राजाओं के समकालीन महात्मा बुद्धदेव थे।

भारतीय इ. रूपरेखा, जि. १, पृ. ३५३

( 7 ) Pasenadi's words recorded in the Majjim Nikāya II, 124

"Political History of Ancient India" P. 70

( 8 ) *Prasenajit*, king of Srăvasti.

શ્રાવસ્તીના રાજા પ્રસેનજીત.

"Political History of A. India" P. 73.

( 9 ) In the time of Mahăkosala's son and successor *Pasenadi* or *Prasenajit*......

"Political History of A. India" P. 110

મહાકોશળ રાજાના પુત્ર અને ઉત્તરાધિકારી **પસેનાદ** અથવા **પ્રસેનજીત**ના સમયમાં.

(10) In Kosala king Mahākosala had been succeeded by his son *Pasenadi* or *Prasenajit*......

રાજા મહાકોશલ પોતાના પુત્ર પસેનદિ કે પ્રસેનજિત-દ્વારા કોશળમાં સફળ થયો હતો.

"Political History of A. India" P. 133

(११) यद्येवमपि ते बुद्धिः श्रावस्तीं व्रज तत्पुरीम् ।
तत्राऽस्ति त्वत्पितुर्मित्रमिन्द्रदत्त इति द्विजः ॥४७६॥

.............................................

स प्रसेनजितो राज्ञः पुरः प्रातरनीयत ।
पृष्ठश्च कथयामास स्वर्णमाषकथां तथा ॥५०१॥

જો તારી મરજી હોય તો તું શ્રાવસ્તી નગરીમાં જા, ત્યાં તારા પિતાનો ઈંદ્રદત્ત નામે મિત્ર રહે છે.

.............................................

તેને સવારમાં પ્રસેનજીત રાજા પાસે લઇ જવામાં આવ્યો. રાજાએ તેને પૂછ્યું એટલે તેણે બે માષા સુવર્ણ માટે વહેલા જવાની કથા જેવી હતી તેવી કહી બતાવી.

त्रि. श. चरित्र, पर्व १०, सर्ग ११, पृ. १९२–१९३

(१२) कोसंबी कासवज्जसा कविलो सावत्थी इन्ददत्तो य ।
इब्भे य सालिभद्दे धणसिद्धि **पसेणई** राया ।

કોશાંબીમાં કાશ્યપનો પુત્ર કપિલ, સાવત્થીમાં ઇન્દ્રદત્ત, ગર્ભશ્રીમન્ત શેઠ શાલિભદ્ર અને પસેનદિ રાજા છે.

उत्तराध्ययन ( वृहद्वृत्ति ) पृ. २८६

(१३) वच्च सावत्थीए नयरीए..............

ततो पमाए पसेणइस्स रण्णो उवणीतो,

उत्तराध्ययन ( वृहद्वृत्ति ) पृ. २८७–८८

( ૧૪ ) ૧૮૦ જે વખતે રાજા પયેસી સેયવિયા નગરીમાં રાજ્ય કરતો હતો તે વખતે રાજા જિતશત્રુ કુણાલ દેશની સાવત્થી નગરીનો રાજા હતો. કુણાલ દેશ સમૃદ્ધિવાળો હતો અને સાવત્થી નગરી પણ ઋદ્ધિસિદ્ધિથી ભરેલી હતી. રાજા જિતશત્રુ પયેસી રાજાનો આજ્ઞાધારી ખંડિયો રાજા હતો.

શ્રી રાયપસેણુઇય સુત્ત, પૃ. ૧૦૨

... ( પં. બ્હેચરદાસકૃત ) ગુ. અનુવાદ

ઉપર પ્રમાણે જૈનશાસ્ત્રોમાં પ્રસેનજીતને વિષે પ્રસંગોપાત્ત સ્થળે સ્થળે ઉલ્લેખ આવે છે; છતાં નીચે પ્રમાણે લખવું તે હડહડતું જૂઠાણું જ ગણી શકાય.

" પણ જૈનગ્રન્થકારોએ તો, સમ ખાવા પણ પ્રસેનજિતનું નામ, કોઈ ઠેકાણે ઘૂસી જવા ન પામે તેની સખ્ત તકેદારી રાખેલી....દેખાય છે. "

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૮૪.

લેખકનું આ કથન જૈનશાસ્ત્રો વિષયક અજ્ઞાન બતાવનારું છે. સાથે સાથે જૈન ઇતિહાસકાર ને શાસ્ત્રકાર

આચાર્યોનું અપમાન કરનારું છે. જૈનશાસ્ત્રો વાંચવા નહીં, તપાસવા નહીં, જોવા નહીં, એમને એમ, માહિતી મેળવ્યા વગર હાંકયે રાખવું અને ઇતિહાસના લેખક તરીકેનો દાવો કરવો એ વિદ્વત્સમાજમાં કેટલું હાસ્યાસ્પદ છે? પ્રસેનજીતનો પ્રાકૃત શબ્દ पसेणइ એ જૈનગ્રન્થોમાં જ મોટે ભાગે દેખાય છે. વળી તેને જિતશત્રુ એવા સમર્થ નામથી જૈનશાસ્ત્રોમાં ઓળખાવાય છે. 'ભારહુત શિલાલેખો' પુસ્તકમાં અન્ય વિદ્વાનોએ તેને માટે તો ખાસ ઉલ્લેખ કર્યો છે, જે જૈનો માટે ખરેખર ધ્યાન ખેંચે એવો છે.

(15) 10.

*(a) Rājā Pasenaji. Kosaio BT. (168)

(b) Bhagavato Dhammacakam.BT. (169)

(c) Rājā Pasenadi Kosalo,[Digha, 1, P.103]

..........................................

Rāyā Jiyasattu–the king of Sāvatthi [Jain Uvāsaga Dasāo.]

..........................................

Pasenji, like Ajātsatu, is an honorific name or a title assumed by the king of Kosala, and its meaning is quite evident from **Jain** synonym *Jiyasattu*, the Conqueror.

Barhut Inscriptions P. 64.
by Barua & Sinha.

---

* (a) "King Prasenajit of Kosala."
(b) "The Dharmacakra of the divine Master."

અર્થાત્–રાયા જીઅસત્તુ–સાવત્થી નગરીનો રાજા જીતશત્રુ એમ ઉવાસગદસાઓ–જૈનોના આગમસૂત્રમાં કહ્યું છે.

પ્રસ્તુત પુસ્તકના લેખક તેનું વિવેચન કરતાં લખે છે કેઃ—

**અજાતસત્તુની માફક પ્રસેનજિત પણ માનવાચક નામ** અથવા તો **પદ-ટાઈટલ** છે જે કોશળપતિએ ધારણ કર્યું હતું. જૈનોએ ઉવાસગદસાઓ સૂત્રમાં અપરનામ તરીકે વાપરેલો "જીતશત્રુ" ( વિજેતા–Conqueror ) શબ્દ તેના વાસ્તવિક અર્થને બિલકુલ સ્પષ્ટ રીતે રજૂ કરે છે.

ભારહુત શિલાલેખો, પૃ. ૬૪

( १६ ) तत्थ णं सावत्थीए नयरीए पएसिस्स रन्नो अंतेवासी जियसत्तू नामं राया होत्या ।

ત્યાં શ્રાવસ્તી નગરીમાં પ્રદેશી રાજાનો અંતેવાસી ( પડોશમાં રહેવાવાળો ) જિતશત્રુ ( પ્રસેનજિત ) નામનો રાજા હતો.

रायपसेणियंसि पएसिकहाणयं, पृ. ३

( १७ ) एवं खलु, जम्बू, तेणं कालेणं तेणं समएणं, आलभिया नामं नयरी । सङ्खवणे उज्जाणे । जियसत्तू राया ।

તે કાળે ને તે સમયે જંબૂદ્વીપમાં આલભીયા નામની નગરી શંખવન ઉદ્યાને જિતશત્રુ રાજા

उवासगदसाओ अ० ९

( एडीटेड बाय ए. एफ.रुडोल्फ होर्नल. ) पृ. ९०.

( 18 ) In the *Rāyapasenaijja* Jiyasattu is mentioned as king of Sāvatthi. " In the Kunāla country. " The town is the well-known capital of the Kosalà country.

The Uvāsagadasāo

( A. F. R. Hoernle ) P. 103

( 19 ) The relation between *Prasenajit* and the Buddha are commemorated in stone in one of the Bhārhut sculptures. The sculpture bears two inscribed labels:

( 1 ) Rājā *Pasenaji* Kosalo, and

( 2 ) Bhagavato Dhama-chakaṁ.

This indicates that *Prasenajit* was an adherent of the Buddha symbolized as *Dharma-chakra.*

" Hindu Civilization. " P. 182

( 20 ) We thus find that the three contemporaries of Buddha-Bimbisār, *Prasenajit,* and Udayan, belonged respectively to the twenty-second, twenty-third, twenty-fourth generation after the Great Battle.

" Hindu Civilization " P. 154

આપણે આથી એમ સમજી શકીએ છીએ કે-બિંબિસાર, પ્રસેનજિત અને ઉદયન, બુદ્ધદેવના સમકાલીન હતા અને તે ત્રણે અનુક્રમે મહાયુદ્ધ પછીની બાવીશમી, ત્રેવીશમી અને ચોવીશમી પેઢીએ થયા છે.

( 21 ) He was deputed by king Bimbisār to king *Prasenajit* for settlement in Kosala as a banker.

Hindu Civilization, P. 252

( 22 ) *Pasenadi* K. see *Prasenajit.*

and

This Ajātasatru, after a first victory in his war on *Prasenajit* ( *Pasenadi* ) of Kosala, was captured by him, and then was set at liberty and received his daughter in marraige.

આ અજાતશત્રુને કોશળદેશના **પ્રસેનજિત કે પસેનદિ** સાથેની લડાઇમાં તેનો પ્રથમ વિજય થયા પછી તેને પ્રસેનજિત રાજાએ પકડી લીધો હતો અને છોડી દેવામાં આવ્યો હતો. તદુપરાંત તેનું પોતાની પુત્રી સાથે લગ્ન કરાવી આપ્યું હતું.

Ancient India &
Indian Civilization P. 25 & 429

( 23 ) *Pasenadi* was the son of Mahākosala. king of Kosala, He was educated at Taxila; Mahāli, a Licchavi prince, and a Malla prince of Kusinārā were his class-mates.

D. C., Pt, I, pp. 337-338.

......The Sākyas became the vassals of king *Pasenadi* of Kosala.........

*Pasenadi* heared this reply and became his deciple.

( S. N. Vol. 1, pp 68-70 )
Buddhistic Studies P. 208-213

( 24 ) And the Ikshvāku *Prasenajit* (*Pasenadi*) of Kosala, was contemporary with the Buddha.

Cambridge History of India, Vol. 1, P. 310

( 25 ) *Pasenadi* found himself deserted by all his people.

પસેનદીએ પોતાની જાતને બધા માણસોથી વિખૂટી પડેલી જોઈ........

" Cambridge History " Vol. 1, P. 181

( 26 ) *Pasenadi* who was born about the same time as the Buddha.........

" Cambridge History " Vol. 1, P. 180

પસેનદિ લગભગ બુદ્ધના સમયે જ જન્મ્યા હતા.

( 27 ) Her father Dhananjaya was sent by Bimbisār to *Pasenadi*, who had requested to have a wealthy person in his Kingdom.

"The Life of Budhha"
by E. J. Thomas. P. 105.

( 28 ) Khemā was wife of Bimbisāra, and is recorded to have given instruction to king *Pasenadi*.

એમા બિમ્બિસારની પત્ની હતી અને તેને માટે એમ ઉલ્લેખ છે કે-તે પસેનદિ રાજાને સૂચનાઓ આપતી હતી.

'The Life of Buddha' P. 110

(29) Then Buddha, to *Pasenadi's* alarm pointed him out sitting near them.

'The Life of Buddha' P. 121

(30) So *pasenadi*, king of the Kosalas, is represented as becoming his royal patron at Sāvatthi.

'The Life of Buddha' P. 138

(31) *Piayajatika-Sutta*—Buddha's Counsel to a man who had lost a son, and the dispute of king *pasenadi* and his wife thereon.....................

*Dhammacetiya Sutta*—*pasenadi* visits Buddha,

*Kannakatthala Sutta*—A conversation between Buddha and *pasenadi*.

"The Life of Buddha" P. 266

(32) Thus *Pasenadi's* sister, the *Kosaladevi*, was the wife of *Bimbisāra*-king of Magadha.

પસેનદિની બ્હેન કોશલદેવી મગધરાજ બિંબિસારની પત્ની થતી હતી.

"Buddhist India" P. 3

(33) That *Pasenadi* asked for one of the daughters of the Sākiya chiefs as his wife.

"Buddhist India" P. 11

( 34 ) The Licchavis apear to have been on friendly terms with king *prasenajit* of Kosala.

Some Kshatriya Tribes of Ancient India, P. 110

( 35 ) A great hall of the Law ( Saddhama Mahāsālā) was built by king *pasenadi* for Bundha.

( Ibib. pp. 1-2. )

રાજા પ્રસેનજિતે બુદ્ધને માટે એક મોટો હૉલ ( સધ્ધમ્મ મહાશાળા ) બંધાવી આપ્યો હતો.

" Ancient Indian Tribes " P. 54

( 36 ) *Prasenajit* of *Kosala*, who had seen the Master, and *Udayana* of *Kausāmbi*, at whose command the famous sandalwood figure was prepared by a master who had been sent to heaven,—

Buddhist Art in India, P. 171

( 37 ) We should be equally ready to find King *Prasenajit*, the impartial president of this public manifestation.

The begginings of Buddhist Art, P. 174

( 38 ) From Kapilavatthu the Buddha is said to have gone to Sāvatthi, the capital of Kosala where *Pasenadi* was king...

Hinduism and Buddhism, Vol. I, *P.* 148

( 39 ) He ( *Adjātasatru* ) said, " Sirs, *Prasenadjit* was a sovereign king, and it is very unfortunate that he has died in my realm..."

The life of Buddha by Rockhill, P. 116.

( 40 ) The accession of Prasenajit has been dated in circa, 533 B. C.

Chronology of Ancient India, P. 253

ઉપરના આટલા બધા જુદા જુદા પુસ્તકોઃ પ્રાચીન આગમથી લઇ કરી અર્વાચીન છેલ્લામાં છેલ્લી શોધખોળપૂર્ણ; પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનોથી લખાયલા ઐતિહાસિક પુસ્તકોના પુરાવાથી રાજા પ્રસેનજિતની હકીકત જાણી, અને તેમાં પ્રસેનજિત અને પસેનદિ એક છે તે પણ જાણ્યું; પરંતુ **પ્રસેનજિત** અને **પ્રદેશી** રાજા એક છે એવો કયાંઇથી પણ ઉલ્લેખ મળ્યો નથી, મળતો નથી; છતાં 'પ્રાચીન ભારતવર્ષ'માં એમ લખવું કે 'બૌદ્ધ ગ્રન્થોનો રાજા પ્રસેનજિત અને જૈન ગ્રન્થોનો રાજા **પ્રદેશી** એક જ વ્યક્તિ હશે,' અથવા આગળ જઇને એમ નિશ્ચય કરી દેવો કે–"તેની કોશળની રાજધાની અયોધ્યા ગણાતી હતી.... ( ત્યાંના ) રાજાનું નામ **પ્રસેનજિત** હતું અને તેને જ **પસાદિ** અથવા **પ્રદેશી** પણ કહેવાય છે." એમ લખી નાખવું એ તો હડહડતું જુઠાણું છે. જે લોકો ઐતિહાસિક અન્વેષણમાં જીવન વીતાવે છે, જે પૂર્વાચાર્યો તત્કાલીન સમયનો સત્ય ચિતાર આપે છે તે બધાને 'પ્રા. ભા.'ના લેખક શું વિચાર વગરના કે અનુભવ વગરના ગણાવવા માગે છે? અને તે પણ અસત્ય, અસંબદ્ધ અને નિર્મૂળ કલ્પનાઓ કરીને?

ઉપર પ્રમાણે પ્રસેનજિતની હકીકત જાણ્યા પછી **પ્રદેશી** રાજાનો પણ ઇતિહાસ તપાસી જઇએ.

## प्रदेशी राजा

**પ્રદેશી** રાજા **કેકયાધિપતિ** હતા અને તેમની રાજધાની **સેયવિય** હતી, એ આપણે પાછળ વાંચી ગયા. તેને માટે વિશેષ હકીકત પણ તપાસીએ.

( ४१ ) पएसि( ण् ) प्रदेशिन्–पुं० स्वनामख्याते श्वेताम्बिका-नगरीराजे प्राच्यभवे सूर्याभदेवे ।

'अभिधानराजेन्द्र' भा. ५, पृ. २८

( ४२ ) भारहे वासे केइयअद्धे....तत्थ णं सेयवियाए णयरीए पएसी नामं राया होत्था ।

ભારતવર્ષના **કેકયાર્ધ**માં સેયવિયા નગરીમાં **પ્રદેશી નામના** રાજા હતા.

रायपसेणीसूत्र

( ४३ ) पएसिराय–प्रदेशिराज–पुं. । श्वेताम्बिकानगरीपतौ सूर्याभपूर्वभवजीवे, स्थानांग अष्टमस्थाने ।

अभिधानराजेन्द्र, भा. ५, पृ. ४१

( ४४ ) तत्थ णं सावत्थीए नयरीए पएसिस्स रन्नो अंतेवासी जियसत्तू नामं राया होत्था ।

रायपसेणियंसि पएसिक्कहाणयं, पृ. ३

(४५) सावत्थीनो राजा જીતશત્રુ (પ્રસેનજિત) સેય-વિયાના રાજા પએસિનો અંતેવાસી–દેશ સમીપે રહેનારો–હતો.

રાયપસેણઇય સુત્ત, પૃ. ૨૧૦
( પં. બહેચરદાસ કૃત )

( ४६ ) तएणं से पएसी राया अन्नया कयाइ महत्थं... पाहुडं सज्जावेइ। चित्तं सारहिं सद्दावेइ। सद्दावित्ता एवं वयासि— गच्छ णं चित्ता तुमं सावत्थीं नयरा............तएणं से चित्ते सारही.......तं महत्थं जाव पाहुडं गेण्हइ। अंतरावासेहिं वसमाणे वसमाणे केकयअद्धस्स जणवयस्स मज्झंमज्झेणं जेणेव कुणालाजणवये जेणेव सावत्थी नयरी तेणेव उवागच्छइ।

पएसिक्खाणयं, पृ. ३–४

( ४७ ) એક વખતે **રાજા પયેસીએ**......ચિત્ત સારથીને બોલાવીને કહ્યું કે, ચિત્ત! તું સાવત્થી નગરીએ જા અને ત્યાં **જીતશત્રુ** રાજાને આ આપણી ભેટ આપી આવ. તથા ત્યાંના રાજકાર્યો, રાજનીતિઓ અને રાજવ્યવહારો તું જાતે પોતે જ જીતશત્રુ રાજાની સાથે રહીને જ જોતો–સંભાળતો થોડો વખત ત્યાં રહી પણ આવ.........એ રીતે તે સેયવિયા નગરીથી નીકળી કેકયઅર્ધ દેશની વચ્ચે થતો કુણાલ દેશની સાવત્થી તરફ જવા લાગ્યો. વચ્ચે વચ્ચે બહુ લાંબા નહીં એવા સુખરૂપ શિરામણીવાળા પડાવ કરતો કરતો તે સાવત્થી નગરીએ જઇ પહોંચ્યો.

રાયપસેણઇય સુત્ત, પૃ. ૧૦૨–૩
( પં. બહેચરદાસ કૃત )

( 48 ) We learn from Jaina sources that one half of the Kekaya kingdom was Aryan and the Kekaya a city was known as Seyaviya.

કેકયરાજ્યનો અર્ધ ભાગ આર્ય હતો અને એ દેશના નગરને સેયવિય કહેવામાં આવતું હતું એમ જૈન મૂળ આધારો પરથી આપણે જાણી શકીએ છીએ.

'Indian Antiquary' 1891, P. 375

( 49 ) But Setavya was not only an important holting station on the high road connecting Sāvatthi with Kapilavatthu; but also an important town in Kosala, the official head quarters of a royal chieftain named *Pāyāsi* ( Jain *Pāesi*).

સેતવ્ય નગર કપિલવસ્તુ અને શ્રાવસ્તીને જોડનાર મોટા રસ્તા ઉપરના વિહાર-સ્થળ તરીકે જ માત્ર મહત્ત્વનું ન હતું, પરંતુ કોશળનું એક મહત્ત્વનું શહેર પણ હતું, જ્યાં પાયાસી ( જૈન પાયેસી ) નામના રોયલ ચીફના ઓફિશ્યલ હેડક્વાર્ટર્સ હતાં.

Memories of the Arch. Survey of India,
No. 50, P. 9

આથી સ્પષ્ટ સમજાય છે કે-**પ્રસેનજિત** અને **પ્રદેશી** રાજા બન્ને જુદા જુદા હતા. એ વિષે બીજા પણ અનેક પ્રાચીન અને અર્વાચીન પ્રમાણો અને ઉલ્લેખો મળી શકે તેમ છે પરંતુ લંબાણ ખૂબ થયું છે એટલે વિશેષ કશું ન ઉમેરતાં તે બન્ને રાજાની સમકાલીનતા અને ભિન્નતા સંબંધી એકાદ બે ઉલ્લેખો ટાંકીશ.

( 50 ) Once Kumār Kassapa, with a large number of Bhikhus went to Setavya *Pāyasi* was the chief

at the place. He enjoyed enormous wealth given by *Pasenadi*, king of Kosala. He was a false believer, but his false belief was displaced by Kumăr Kassapa.

કુમાર કસ્સપ ( કાશ્યપ ) એક વાર ઘણા ભિક્ષુઓ સાથે સેતવ્ય ગયા. **પયાસી** સેતવ્યના રાજા હતા. કોશલના રાજા **પસેનદીએ** આપેલ પુષ્કળ દ્રવ્યનો તેમણે ઉપભોગ કર્યો હતો. તેઓ નાસ્તિક હતા. કુમાર કસ્સપે તેમની નાસ્તિકતાનું નિવારણ કર્યું હતું.

'Ancient Indian Tribes'
Vol. I, P. 85

( ૬૧ ) तेन खो पन समयेन *पायासि राजञ्ञो सेतव्यं.... पसेनदि कोसलेन दिन्नं राजदेय्यं ... ... ...

दीघनिकाय भा. २, पृ. ३१७

---

* पायासि એ વાસ્તવમાં पयेसि છે, પરંતુ તે લિપિની પડિમાત્રા વાંચવામાં ફેર થવાથી पयेसि ને બદલે पायासि લખાયું હોવાનો સંભવ છે.

पयेसि શબ્દમાં यની પહેલાં જે કાના જેવું નિશાન છે તે ખરેખર કાનો નથી પણ પડિમાત્રાની લિપિમાં એ કાના જેવું નિશાન, य ઉપરની માત્રા છે. ( બંગાળી લિપિમાં હજી પણ એમજ લખાય છે. ) એટલે એનું ખરું વાચન पयेसि થાય, પણ માત્રા વાંચવાની ભૂલને પરિણામે અને य પછી બીજો કાનો વધી જવાને કારણે पयेसि ને બદલે पायासि થયું હોય એ સ્વાભાવિક છે.

रायपसेणइय सुत्त ( ગુ૦ અ૦ ) પૃ૦ ૨૦ ટી.

ઉપરના બે પ્રબળ પુરાવાઓથી એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે બૌદ્ધો પણ पएसी राजा અને राजा प्रसेनजित બન્નેને જુદી જુદી વ્યક્તિઓ તરીકે સ્વીકારે છે. જૈનો પણ તે બન્નેને જુદી વ્યક્તિઓ માને છે. અલબત્ત તે બન્ને લોકો-બૌદ્ધો ને જૈનો-પ્રદેશી રાજાની હેસીયતને જુદી જુદી રીતે સ્વીકારે છે પરંતુ તેની વાસ્તવિક હેસીયત શી અને કેવી હતી તેનું વિવેચન કરવું અત્રે અપ્રાસંગિક ગણાય. અહીં તો એટલું જ માત્ર સૂચન કરવાનું છે કે જૈનો અને બૌદ્ધો તે બન્નેને જુદા માને છે. એમ હોવા છતાં પ્રા. ભા. ના લેખક એમ કહે કે–" બૌદ્ધોનો પ્રસેનજિત્ અને જૈનોનો પ્રદેશી રાજા ( કે પયાસિ કે પદેશી ) એ એક જ હશે–છે." એમ લખીને તેના આખા ઇતિહાસને અસત્ય ઠરાવવાનો પ્રયાસ કર્યો નથી જણાતો ?

વળી બીજી વાત એ આવે છે કે–' પ્રાચીન ભારતવર્ષ 'માં કોશલની રાજધાની અયોધ્યા ગણાવી છે તે પણ હંબગ છે. તે વખતની તેની રાજધાની અયોધ્યા નહીં પણ **સાવત્થી** હતી.

( 52 ) With the downfall of the Kingdom of Kosala began the decline of *Srāvastii-its capital.*

કોશલ રાજ્યનાં અધઃપતન થવા સાથે તેની રાજધાની શ્રાવસ્તીનું પણ અધઃપતન થયું.

Memories of Arch. Survey of India,
No 50, P. 30

( 53 ) *Srāvasti the ancient capital* of the Kosala country.

**શ્રાવસ્તી** એ કોશલ દેશની **પ્રાચીન રાજધાની** હતી.
Memories of Arch. Survey of India, No. 50, P. 1

( 54 ) The prosperity of *Srāvasti* is, after all, the prosperity of the kingdom of Kosala.

શ્રાવસ્તીની અભિવૃદ્ધિ-આબાદી-એ ખરી રીતે કોશલ દેશની આબાદી ગણાય.

Memories of Arch. Survey of India,
No. 5o. P. 11

વળી અયોધ્યા અને શ્વેતાંબી નગરી બંનેને એક ગણાવવાનો પ્રયાસ થયો છે, એ પણ અસત્ય છે. આવાં તો અનેક અસત્યો તેમાં ભર્યાં પડયાં છે. કેટલાંક ગણાવી શકાય?

: ૨૨ :

## કનકખલ તાપસ કે આશ્રમ ?

કનકખલ આશ્રમ બાબત ઉલ્લેખ કરતાં પ્રા. ભા. ના લેખક કલ્પસૂત્રનો હવાલો આપી જણાવે છે કે:—

" અયોધ્યા જતાં વચ્ચે **કનકખલ તાપસના** આશ્રમવાળું મોટું જંગલ આવેલ છે, જ્યાં શ્રી મહાવીરે ચંડકોશીયા નાગને પ્રતિબોધ આપી બુઝવ્યો હતો."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૬૨, ટી. ૩૭

ખરી રીતે કલ્પસૂત્રની ટીકાનો અર્થ જ બરાબર કરાયો નથી.

વાસ્તવમાં એ હકીકત નથી. ખરી હકીકત તો છે એ કે કનકખલ કોઇ તાપસનું નામ નથી પણ એક આશ્રમનું નામ છે. બધે સ્થળે જ્યાં જ્યાં તે નામ આવે છે ત્યાં ત્યાં આશ્રમ તરીકે જ તેને ગણ્યું છે.

(१) कनकखलाख्यतापसाश्रमः ।

કનકખલ નામનો તાપસોનો આશ્રમ છે.

त्रि. श. चरित्र, पर्व १०, सर्ग ३, पृ. २७

(२) स च्युत्वा कनकखले सहस्रार्धतपस्विनाम् ।
पत्युः कुलपतेः पत्न्याः पुत्रोऽभूत् कौशिकाह्वयः॥२३६

તેણે ચ્યવીને કનકખલના આશ્રમમાં પાંચસો તપસ્વીઓના પતિ-કુલપતિની પત્નીની કુક્ષિમાં જન્મ લીધો. તેનું નામ કૌશિક હતું.

त्रि. श. चरित्र, पर्व १०, सर्ग ३, पृ. २७

(३) कणगखले आसमपए पंच तावससयाहिवइस्स कुलवइणो गिहिणीए उववन्नो दारगत्तणेणं ॥

म. च. ( गुणचन्द्र ) पत्र १७४

(४) कनकखलं णाम आसमपदं ।

आ. चू. पूर्वार्द्ध, पृ. २७७

(५) कणगखल मज्झेण वच्चति......
कणगखले पंचण्हं तावससयाणं कुलवइस्स तावसी पोट्टे आयातो।...तस्स य अदूरे सेयवीया णाम नगरी।

કનકખલ( આશ્રમ )માં પાંચસો તાપસોના કુળપતિની પત્નીને ઉદરે આવ્યા.....તેની પાસે સેતવ્યા નામની નગરી છે.

आ. चू. पूर्वार्द्ध, पृ. २७८

( ६ ) आवश्यक सूत्र हारिभद्रीय वृत्ति तथा મલયગિરિકૃત આવશ્યક વૃત્તિમાં પણ ઉપર પ્રમાણે કહ્યું છે.

એટલે કે ઉપરના બધા કથનથી કનકખલ એ **આશ્રમ** છે એમ નિશ્ચિત થાય છે છતાં તેને કોઇ **તાપસનું** નામ હોવાનું કહેવું તે યુક્તિસંગત નથી.

કોઇ સંસ્કૃતના જાણકાર માણસ પાંસે અર્થ કરાવી લીધો હોત તો આવી ભૂલો ન થવા પામત.

વળી તેમાં 'અયોધ્યા જતાં વચ્ચે કનકખલ...'આવે છે એમ જે લખ્યું છે તે પણ અસત્ય છે, કારણ કે કનકખલ આશ્રમ **અયોધ્યા** જતાં **નહીં** પણ **શ્વેતાંબી** જતાં આવે છે. ( કારણ કે ભગવાન કનકખલ આશ્રમથી શ્વેતાંબી ગયા છે.)

પ્રશ્નચર્ચામાં પણ તેઓ **કનકખળ તાપસ** લખે છે એ તો ભારે આશ્ચર્યની વાત છે. તેમને એ બાબતનો ઇશારો કરવા છતાં તેઓ પોતાના કદાગ્રહને પકડી રાખે છે.

વળી તેમાં લખે છે "કનકખળ તાપસ અને ચંડકૌશિકનું વૃત્તાંત વાંચતા પણ સમજાય છે" પરંતુ કનકખળ તાપસનું અને ચંડકૌશિક બન્નેનું વૃત્તાન્ત શામાં તેમણે વાંચ્યું છે તે તો જણાવ્યું નથી. આધાર વગર અર્થવિનાની કલ્પના કરતાં અને પાછી પકડી રાખતાં પણ તેમને સંકોચ થતો નથી એ શરમની વાત ગણી શકાય.

: ૨૩ :

## વજ્રભૂમિનું સ્થાન

ભગવાન મહાવીરે કષ્ટ સહન કરી કર્મોનો ક્ષય કરવા માટે વજ્રભૂમિમાં વિહાર કર્યો છે અને તે સંબંધી 'પ્રાચીન ભારતવર્ષ'માં પણ તેનો ઉલ્લેખ છે; પરંતુ તેમાં **શ્રાવસ્તી નગરીની ઉત્તરે હિમાલય પહાડી પ્રદેશને વજ્રભૂમિ બતાવી છે,** જે શાસ્ત્રીય રીતે અસંગત ઠરે છે. 'પ્રાચીન ભારતવર્ષ'માં તે સંબંધે એવો ઉલ્લેખ છે કેઃ—

"**જૈન** ગ્રંથમાં....લખેલ છે કે–શ્રી મહાવીરે દીક્ષા લીધા પછી નવમું ચોમાસુ વજ્રભૂમિમાં કર્યું હતું."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૬૫, ટી. ૪૪

"અનાર્ય દેશ ગણીને **શ્રાવસ્તીની ઉત્તરે હિમાલયના પહાડી દેશને વજ્રભૂમિ કહેવાતો** હોય એવી કલ્પના કરી છે."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૬૬. ટી. ૪

"મારી મતિ અનુસાર તે અનાર્ય નહીં પણ વજ્ર એટલે સખ્ત કે વક્ર મોનદશા ભોગવતા મનુષ્યોવાળી ભૂમિ, એવો અર્થ કરવો જોઈએ."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૬૬, ટી. ૪૪

ઉપરના અવતરણોમાં પહેલા તો સ્વકલ્પના બળે શ્રાવસ્તીની ઉત્તરે અનાર્ય દેશ ગણાવી દીધો અને પછી અનાર્યની વ્યાખ્યા પોતાના મનસૂજબની કરી સીલ માર્યું;

પરંતુ એથી ખરી વજ્જભૂમિ ઉખડીને ત્યાં ન આવી પડે આચારાંગ સૂત્રના પાઠો વાંચવામાં આવ્યા હોત તો આવા અસત્ય વિધાનની કલ્પના કરવાને નિરર્થક શ્રમ ન વેઠવો પડત.

વાસ્તવમાં **તે વખતે** જેને અનાર્યભૂમિ કે વજ્જભૂમિ માની અને **તે વખતે** જ્યાં મહાવીરે વિહાર કર્યો તેને આશ્રીને હકીકત લખાવી જોઇએ. **આજે** હું વજ્જ શબ્દના અર્થને અનુસરી વિંધ્યાચળના પહાડી પ્રદેશને વજ્જભૂમિ કે અનાર્યભૂમિ માની લઉં તેથી વિંધ્યાચળનો પ્રદેશ ભગવાને બતાવેલી વજ્જભૂમિ કે અનાર્યભૂમિ કદી ન બની જાય. તેમજ શ્રાવસ્તીની ઉત્તરના હિમાલયના પહાડી પ્રદેશને અનાર્ય ગણી તેને ભગવાન મહાવીર વિચર્યા હતા તે વજ્જભૂમિ તરીકે કલ્પના કરવી એ અસંબદ્ધ છે.

વળી વજ્જભૂમિ એટલે અનાર્ય નહીં પણ વજ્જ શબ્દનો **જે અર્થ થાય તેને અનુસરી** સખ્ત ભૂમિને વજ્જભૂમિ મનાવવાનો યત્ન થયો છે. જો એમ જ કરવું હોય તો જે જે પહાડી ભૂમિ હોય તે બધી સખ્ત ભૂમિ અથવા અનાર્યભૂમિ સમજી, એ બધી ભૂમિઓને શ્રી મહાવીરે કહેલી અનાર્યભૂમિ ગણી ત્યાં બધે શ્રી મહાવીરે વિહાર કર્યો હતો એમ માની લેવું પડે; પણ તે કેટલું અવાસ્તવિક ને હાસ્યાસ્પદ ઠરે છે તે સૌ કોઈ સમજી શકે તેમ છે.

હવે શાસ્ત્રીય વજ્જભૂમિ કઇ છે અને ક્યાં હતી તે તપાસીએ. તે સંબંધી શાસ્ત્રીય તેમજ ભૌગોલિક દૃષ્ટિએ ઘણા પ્રમાણો મળી શકે છે. તેમાંનાં કેટલાક મહત્ત્વના અહીં ટાંકીશ.

( १ ) अह दुच्चरलाढमचारी वज्जभूमिं च सुब्भभूमिं च ।
पंतं सिज्जं सेविंसु आसणगाणि चेव पंताणि ॥८२॥
लाढेहिं तस्सुवसग्गा बहवे जाणवया लूसिंसु ।
अह लूहदेसिए भत्ते कुक्कुरा तत्थ हिंसिंसु निवइंसु॥८३॥

आचारांग वृत्ति, पृ. २८१

વળી ભગવાન દુર્ગમ્ય લાઢ દેશના **વજ્રભૂમિ** તથા **શબ્દભૂમિ** નામના બન્ને ભાગોમાં વિચર્યા હતા. ત્યાં તેમને રહેવાને ઘણી હલકી વસતીઓ મળતી; તેમજ પીઠ-ફલકાદિ આસન પણ ઘણા હલકા મળતા.

લાઢ દેશમાં તે ભગવાનને ઘણા ઉપસર્ગો થયા. ત્યાંના લોકો તેમને મારતા, ભોજન પણ લૂખું મળતું, તથા કૂતરાઓ આવી વીરપ્રભુની ઉપર પડતા ને કરડતા.

આ ઉપરથી સ્પષ્ટ રીતે માલૂમ પડે છે કે ભગવાન લાઢ દેશની અંતર્ગત આવેલા પ્રદેશમાં વજ્રભૂમિ માનીને વિચર્યા છે એટલે લાઢ દેશ કયાં આવ્યો તેનો જ પ્રથમ વિચાર કરીએ. લાઢ દેશનું સ્થાન નક્કી થયા પછી વજ્રભૂમિ કયાં આવી તે આપોઆપ જ જણાઈ આવશે.

પ્રા. ભા. માંના લખાણ ઉપરથી તો એમ દેખાય છે કે લેખકને લાઢ દેશ કયો અને લાટ દેશ કયો અથવા તે બન્ને એક છે કે જુદા જુદા છે, તે બે હોય તો તે બન્ને કયાં કયાં આવ્યા એ બધી વિગતની જ ખબર નથી પડી.

ખરી રીતે ગુજરાતનો લાટ દેશ અને પ્રસ્તુત લાઢ દેશ બંને જુદા જુદા છે. એક **ગુજરાતમાં** છે : બીજો **બંગાળમાં** છે.

લેખક જે માને છે તે આ પ્રમાણે છેઃ—

" એક સમયે ઉત્તરે પાલણપુર, દક્ષિણે સૂરત, પૂર્વમાં ગોધરા અને પશ્ચિમે ખંભાતઃ આ સીમા વચ્ચેનો સર્વપ્રદેશ લાટ દેશ તરીકે ઓળખાતો હતો. પ્રાચીન સમયે લાટમાં કયો પ્રદેશ ગણાતો હશે તેનું કાંઈક અનુમાન આ ઉપરથી દોરી શકાય ખરું. "

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૫૨, ટી. ૩૩

" કોટિવર્ષ સ્થાન નક્કીપણે કહી શકતો નથી. કદાચ હાલનું વડનગર કે ખંભાત પણ હોય; કેમકે આ સ્થાન બહુ લાંબા સમય ઉપરથી જાણીતું ગણાય છે.

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૫૨, ટી. ૩૪

' લાટ દેશની રાજધાની કોટિવર્ષ. '

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૪૯

ઉપરના અવતરણોથી સૌ કોઈ જોઈ શકશે કે લેખકે ગુજરાતમાં લાટ દેશ માન્યો છે અને ખંભાત કે વડનગરને કોટિવર્ષ માન્યું છે. અર્થાત્ કોટિવર્ષ એ ગુજરાતના લાટની રાજધાની માની છે. આ અજ્ઞાનની કોઇ સીમા બાંધી શકાતી નથી.

કોટિવર્ષ એ લાટની નહીં પણ લાઢ દેશની રાજધાની હતી અને તે મુર્શિદાબાદ પાસે પશ્ચિમ બંગાળમાં હતી. જ્યારે ગુજરાતવાળા લાટની રાજધાની પણ ખંભાત કે

વડનગર નહીં પણ ઇલાપુર વિગેરે નગરો હતાં એમ વિદ્વાનો માને છે.

**લાઢ** દેશ ખરેખર ક્યાં આવ્યો અને કોટિવર્ષ ક્યાં હતું તેના પ્રમાણિક આધારો તપાસીએ.

( २ ) दूसरी शाखा 'कोडीवरिसिया' की उत्पत्ति कोटि-वर्ष नगरसे थी। यह नगर भी राढ़ देश ( आजकल के मुर्शिदाबाद जिला–पश्चिमी–बंगाल) की राजधानी थी।

वी. नि. सं. पृ. ७५–७६

( 3 ) The Senas at first settled in Rādha ( W. Bengal. )

સેન લોકો સૌથી પહેલાં રાઢ દેશ( પશ્ચિમ બંગાળ )માં વસ્યા હતા.

Ancient Indian History and Civilization, P. 411

( 4 ) Rādha–that part of Bengal, which lies *to the west of the Ganges* ( Anand Bhatta's Ballala Charitam, Pt. II, Ch. I), including Tamluk, Midnāpur ( Wilson's Introduction to Mackenzee Collections Chaps. 138–139 ), and the districts of Hugli and Burdwān...............It is the Lāla of the Buddhist and the *Lāda of the Jains*...........The ancient name of Rādha was Sumha and its name in the medieval period was Lāta or Lāla......

...The Prabodhachandrodaya Nātaka act II, which was written in the eleventh century, speaks of Dakshina Rādha indicating that before that period Rādha was devided into Uttara and Dakshina Rādha.

The portion on the north of the river Ajaya (including a portion of the district of Murshidābād) is Uttara Rādha, and that on the South is Dakshina Rādha. In the Mahālingesvara Tantra, in the hundred names of Siva, the names of *Tārkesvara and Siddhināth* are mentioned and their temples are said to be situated in Rādha.

રાઢ એટલે તામલુક અને મિદનાપુર તથા હુગલી અને બરદ્વાન જીલ્લાઓ સાથે ગંગા નદીની **પશ્ચિમનો** બંગાળનો ભાગ.......**બૌદ્ધ** લોકો ને **જૈન** લોકો અનુક્રમે તેને લાલ અને લાઢ માને છે.......રાઢનું **પ્રાચીન નામ** સુંભ્ભ હતું. મધ્યકાલીન યુગમાં તેનું (રાઢનું) નામ લાટ કે લાલ હતું..........અગિયારમી સદીમાં લખાયેલ 'પ્રબોધચંદ્રોદય' નાટકના બીજા અંકમાં દક્ષિણ રાઢ વિષે ઉલ્લેખ થયેલો છે તે ઉપરથી એમ સૂચિત થાય છે કે- **ઉત્તર રાઢ** અને **દક્ષિણ રાઢ** એમ રાઢના બે ભાગો હતા. મુર્શિદાબાદ જીલ્લાના અમુક ભાગ સાથે **અજય** નદીની **ઉત્તરનો ભાગ** તે **દક્ષિણ રાઢ** છે. મહાલિંગેશ્વર તંત્રમાં શિવનાં સો નામો આપ્યાં છે, એ નામોમાં તારકેશ્વર અને

સિદ્ધનાથનો ઉલ્લેખ છે. એ બન્નેનાં મંદિરો રાઢ દેશમાં આવ્યાં છે એમ કહેવાય છે.

Geographical Dictionary (by Dey )
P. 164–65 by

( 5 ) Rādha ( રાઢ ) and Sumha are the Lādha ( લાઢ ) and Subbhabhumi of Āyāranga Sutta (S. B. E. XXII, P. 84–5) *Suhma* or *Rādha* must have comprised the modern districts of Hooghly, Howrah, Bankura, Burdwān, and the E. portions of Midnāpore. Rādha was divided into *Uttara* and *Dakshina* Rādha by the river Ajaya.

આચારાંગ સૂત્રમાં રાઢ દેશ અને સુમ્હભૂમિને અનુક્રમે લાઢ અને શુબ્ભભૂમિ કહેવામાં આવેલ છે. સુમ્હ કે રાઢમાં હાલના હુગલી, હાઉરા, બાંકુરા અને બર્દ્વાન જીલ્લાઓ તથા મિદનાપુરના પૂર્વભાગનો સમાવેશ ( અગાઉ ) થતો હોવો જ જોઇએ. ઉત્તર અને દક્ષિણ રાઢ એમ બે ભાગો અજય નદીને લીધે પડતા હતા.

Cunningham's Ancient Geography, P. 732

( ૬ ) રાઢ (લાલ) એટલે બંગ અને મગધ વચ્ચેનો દેશ એમ Indian Historical quarterly P. 144–45 ( September 1933 )માં કહ્યું છે.

(૭) લાઢ દેશમાં નિર્ગ્રન્થ–જૈન સાધુઓની સંખ્યા વિશેષ હતી એમ હુએનસાંગના ' ભારતભ્રમણ ' નામના પુસ્તકના પૃ. પ૨૬ માં કહ્યુ છે.

ઉપરના પ્રમાણોથી સિદ્ધ થાય છે કે લાઢ દેશ બંગાળમાં આવ્યો હતો અને તે દેશની અંતર્ગત આવેલા પ્રદેશને અનાર્યભૂમિ-વજ્રભૂમિ માની છે.

લાઢ દેશનો નિર્ણય થયા પછી વજ્રભૂમિ કયાં આવી તેનો નિર્ણય કરીએ.

( 8 ) The land of the Suhmas is mentioned for the first time probably in the Āyārānga Sutta, which is one of the oldest sacred books of the Jainas. It is stated therein that Mahāvira travelled in the pathless countries of the Lādhas, in *Vajjabhumi* and Subhabhumi, where he was very rudely treated by the people. This Lādha, doubtless, is identical with what latter on came to be known as Rādha, and Subhabhumi with the country of the *Suhma* people.

જૈનોના એક સૌથી પ્રાચીન અને પવિત્ર ગ્રન્થ આચારાંગ સૂત્રમાં સુમ્હભૂમિ સંબંધી પ્રાયઃ સૌથી પ્રથમ નિર્દેશ થયેલ છે. મહાવીરે લાઢ દેશ-વજ્જભૂમિ અને સુબ્ભભૂમિના માર્ગહીન પ્રદેશોમાં વિહાર કર્યો હતો. જનતાએ તેમના પ્રત્યે અત્યંત અસભ્ય વર્તન દાખવ્યું હતું, એમ મજકુર ગ્રંથમાં જણાવ્યું છે. આ લાઢ દેશ અને ( પાછળથી ) રાઢ દેશ તરીકે ઓળખાતો દેશ એ બન્ને એક જ છે એ નિઃસન્દેહ છે.

લાઢ દેશ અને સુમ્હ લોકોનો દેશ સુબ્ભભૂમિ એ પણ એક જ છે, એમાં કાંઇ શંકા નથી.

Ancient Indian Tribes, Vol. II, P. 8

( 9 ) According to Nilkantha's commentary on Māhabhārat the Suhmas and the Rādhas were one and the same peoples This identification of the two peoples or Janapadas is hardly correct; for the Suhma country formed a part, according to the Ȧyārānga Sutra of Rādha country, the other important part having been called Brahma ( c. f. Brahmottara of the Purānas and Brahma of the Kāvyamimānsā ). This two Janapadas practically covered the entire realm of Rādha.

સુમ્હ પ્રજા અને રાઢ પ્રજા એક જ પ્રજા હતી એવો મહાભારતના ટીકાકાર નીલકંઠનો મત છે, પરંતુ (તે મત) એ બન્ને પ્રજાની કે તેમના દેશની એકતા ભાગ્યે જ સત્ય થઈ શકે છે. **રાઢ દેશનો સુમ્હ દેશ એક ભાગ હતો,** એમ આચારાંગ સૂત્રમાં કહ્યું છે. વળી એ જ દેશનો બીજો મહત્ત્વનો ભાગ **બ્રહ્મ** હતો. બ્રહ્મને **પુરાણોમાં બ્રહ્મોત્તર** કહે છે. **કાવ્યમીમાંસામાં** એને બ્રહ્મ જ કહેવામાં આવે છે. આ બન્ને દેશોથી રાઢનું આખું ય રાજ્ય અવિરત થતું હતું.

Ancient Indian Tribes, Vol. 1, P. 9.

(10) According to the latter ( Jains ) Bajjrabhumi and Subhabhumi are the *two divisions of Lādha.*

Professor Jacobi supposes that Subhabhumi is probably the country of Suhmas, who are also indentified with the Radhas. ( Jacobi's Āchāranga Sutra. Bk, ch. 9,Sec 3 in, S.B. E. Vol. XXII, P. 84 )

વજ્જભૂમિ અને સુમ્હભૂમિ એ લાઢ દેશના બે ભાગ છે, એમ જૈનો માને છે.

" Geographical Dictionary " By Dey, P. 164

સુબ્ભભૂમિ એ પ્રાયઃ સુમ્હ એટલે રાઢ લોકો-પ્રજાનો દેશ એવો પ્રો. જેકોબીનો મત છે.

સુમ્હ અને બ્રહ્મ ( બ્રહ્મોત્તર ) એ બન્ને એક જ દેશના બે ભાગ હતા,

( ११ ) मुद्गरेषु मल्लवर्तेषु च ब्रह्मोत्तरेषु च ।

वासुपूज्यचरित्र, पृ. ३७

ઉપરના બધા પ્રમાણોથી સિદ્ધ થાય છે કે લાઢ દેશ-રાઢ દેશ કે તેનો એક ભાગ એ તે વખતે વજ્જભૂમિ કહેવાતી હતી. એટલે શ્રાવસ્તીની ઉત્તરનો હિમાલયનો પહાડી પ્રદેશ તે વજ્જભૂમિ હતી એમ કહેવું સર્વથા અસત્ય છે.

પ્રાચીન ભારતવર્ષમાં વજ્જભૂમિના સંબંધમાં કલિંગ દેશનો પણ સંબંધ બતાવ્યો છે એથી કલિંગ દેશને વજ્જભૂમિ ગણાવવાનો જો ઇરાદો હોય તો તે પણ વજ્જભૂમિ નથી. એટલે કે-કલિંગ દેશ અથવા હિમાલયનો પહાડી પ્રદેશ એ મહાવીરની કે આચારાંગ સૂત્રની વજ્જભૂમિ નથી પણ લાઢ દેશ-રાઢ દેશના પ્રદેશને તે વખતે વજ્જભૂમિ ગણાવી છે.

એ **લાઢ દેશ** અને તેની રાજધાની કોટિવર્ષ નગરને પુંડ્રવર્ધન દેશ સાથે પણ બહુ નિકટનો સંબંધ છે, પરંતુ તેની ચર્ચા, અલબત્ત, પ્રાસંગિક હોવા છતાં લંબાણને લીધે અહીં નહીં કરું.

: ૨૪ :

## ઉદયન વત્સપતિ અને ઉદાયી મગધપતિ

વત્સપતિ ઉદયન અને મગધપતિ ઉદાયી એ બન્નેમાં ખૂન કોનું થયું હતું? અપુત્રિયો કોણ મરી ગયો હતો? વિગેરે હકીકતો સંબંધી 'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમાં એક બીજાની હકીકતો સંબંધી વિવેકપૂર્વક વિચાર ન થવાને કારણે હકીકતોનું મિશ્રણ થઇ જવાથી એક બીજાની હકીકતો એક બીજાને નામે ચડાવી દેવામાં આવી છે.

વળી ઉદાયી નામ ઉડાવી દઇ ઉદાયન અને ઉદયન એવાં નામ લખી નાખ્યા છે. કોઇ સ્થળે **બન્ને રાજાઓને ઉદયન** ઠરાવી દીધા છે; એટલું જ નહીં પણ ઇતિહાસમાં જે સત્ય હકીકતો છે તેને અસત્ય, અપ્રમાણિત ને વિભ્રમ ઠરાવવાનું પણ સાહસ કરવામાં આવ્યું છે. તેમાં એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે–

"જૈન ગ્રન્થોમાં **મગધપતિ ઉદાયનને** અપુત્રિયો મરણ પામ્યાનું, અને આ વત્સપતિનું મરણ જે ખૂન કરવાથી થયું છે તે સર્વ ઘટના મગધપતિને જ લાગુ પાડ્યાનું જણાવાયું છે પણ તે **વિભ્રમ** છે."

પ્રા. ભા. પુ. ૧, પૃ૦ ૧૨૦, ટી. ૫૩

"મગધપતિ ઉદયનને બદલે, વત્સપતિ ઉદયનને લગતો આ બનાવ છે તે માટે નીચેના કારણો આગળ ધરું છું:–

૧. મગધપતિ ઉદયનને તો અનુરૂદ્ધ અને મુંદ નામે બે પુત્રો હતા કે જે તેની પાછળ ગાદીએ બેઠા છે એટલે તેને અપુત્રીઓ કહી ન શકાય.

૨. ભરતે૦બા૦ વૃત્તિ–ભાષાન્તરમાં મગધપતિના વૃત્તાંતમાં પણ જણા૦યું છે કે, તે પોતાના પુત્રને ગાદી આપી યાત્રાએ નિકળી ગયો. એટલે જૈન ગ્રંથોમાં એક વખત અપુત્રીઓ કહી બીજે જ ઠેકાણે પુત્રવાળો જણાવ્યો છે તે હકીકત શંકામાં નાખે છે.

૩. અવન્તિમાં (?) જે માણસ નાશી જાય તે વૈર વાળવા પાસેના જ વત્સ દેશમાં આવી શકે કે ઠેઠ લાંબે વેર લેવા મગધમાં દોડી જાય, તે બેમાંથી કયું તેને માટે સહેલું ગણાય?"

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૨૦. ટી. ૫૩

ઉપરના અવતરણો ને મુદ્દાઓ બિનપાયાદાર અને અજ્ઞાનસૂચક છે. મગધપતિ **ઉદાયન** એ વસ્તુ જ ખોટી છે. મગધનો રાજા તો **ઉદાયી** છે.

૧. પારિગ્રાફમાં બતાવેલ '**ઉદયન**' અને '**મુંદ**' બન્ને નામો ખોટાં છે. તેનાં ખરાં નામો '**ઉદાયી**' અને '**મુણ્ડ**' છે તે આપણે હવે પ્રમાણુપૂર્વક તપાસીશું.

૨. ભરતેશ્વરબાહુબળિવૃત્તિનાં ભાષાંતરનો તેમાં આધાર અપાયો છે, પરંતુ તે બાબતમાં વિચાર કરવાની જરૂર રહે છે. તે ગ્રન્થ Latter period–આધુનિક સમયનો

કથાગ્રન્થ છે. તેમાં કેટલાક પાઠો અસંગત મળી આવે છે. દાખલા તરીકે—

दधिवाहनेन पद्मावती चेटकनृपपुत्री परिणीता पद्मावत्याः धारिणीति नाम द्वितीयं कथ्यते ।

भरते० बाहुबलिवृत्ति, पत्र ३३९

( મારા સંગ્રહમાંની હસ્તલિખિત પ્રતિ )

ઉપરના અવતરણમાં ધારિણી એ પદ્માવતીનું જ બીજું નામ બતાવ્યું છે પરંતુ ખરી રીતે એ વાત તદ્દન અસત્ય છે. પદ્માવતીનું બીજું નામ ધારિણી ન હતુ પરંતુ **ધારિણી** એ દધિવાહનની **બીજી રાણી** હતી. તેણે શિયળની રક્ષા માટે આપઘાત કર્યો હતો. જ્યારે પદ્માવતીએ તો તે પહેલાં દીક્ષા ગ્રહણ કરી લીધી હતી. અર્થાત્ ધારિણી અને પદ્માવતી એ બન્ને નામો એક જ વ્યક્તિનાં ન હતાં પણ બન્ને નામવાળી બે રાણીઓ હતી; છતાં ભરતેશ્વરબાહુબલિવૃત્તિ તથા ભાષાંતરમાં પદ્માવતીને જ ધારિણી માની લીધી છે જે ઇતિહાસની દૃષ્ટિએ અસત્ય છે.

એટલે ખરો ઇતિહાસ મેળવવા માટે ભરતેશ્વર બાહુબલિવૃત્તિ ભાષાંતર ( કથાગ્રન્થ ) સિવાય બીજા ગ્રન્થો પણ તપાસવાની જરૂર રહે છે. ઉદાયીને ( ઉદયન નહીં ) પુત્રો હતા કે નહીં તે નક્કી કરવા ભ૦ બા૦ ભાષાંતર એ એક જ પુસ્તકને સર્વસ્વ માની ઇતિહાસ ન લખી શકાય.

બીજું:—અમુક રાજા પછી ગાદીએ આવનાર તેના પુત્રો જ હોય અને બીજા ન હોય એવો નિયમ નથી. મગધપતિ

ઉદાયી ( ઉદાયન નહીં ) પછી ગાદીએ કોણ આવ્યું તે વિષયમાં પણ ઇતિહાસમાં મતભેદ છે. કેટલાક ગ્રન્થકારો अनुरुद्ध ને मुण्ड ગાદીએ આવ્યાનું માને છે. કેટલાક ગ્રન્થકારો ઉદાયી પછી નંદરાજા થયા હતા એમ માને છે. તેના સંબંધી એવો ઉલ્લેખ મળે છે કેઃ-

( १ ) महावंस तथा वरमी अनुश्रुति में उदयी के वाद अनुरुद्ध और मुण्ड राजाओं के नाम हैं ।

दिव्यावदान में भी मुण्ड का नाम है । तिब्वती अनुश्रुति ( लामा तारानाथ की पुस्तक जो १६०८ ई० में पुरानी सामग्री के आधार पर तिब्वती भाषा में लिखी गई ) में अजातशत्रु के वाद के सभी राजाओं के नाम भिन्न हैं, किन्तु उनकी संख्या सूचित करती है कि उसमें दर्शक, अनुरुद्ध और मुण्ड तीनों गिने गये हैं । मुण्ड की सत्ता—अंगुत्तरनिकाय, ५–५० से,—जहां उसे पाटलिपुत्र में राज्य करता लिखा है, सिद्ध है । पुराणों में कुल दस शैशुनाकों का होना लिखा है, किन्तु एक प्राचीन प्रति में दश वै के वजाय दश द्वौ पाठ है । पुराणों की यह रीति है कि गौण नामों को छोड़ देते हैं, विशेष कर जहां वे एक ही पीढ़ी के हि सूचक हो—अर्थात् कई भाइयों ने एक के वाद दूसरे राज्य किया हो, और उनका राज्यकाल मुख्य नामो में मिला देते हैं ।

पूराणों में उदयी का राज्य—काल ३३ वर्ष है, जब कि बौद्ध अनुश्रुति में केवल १६ । फलत: उदयी के राज्यकाल में

अनुरुद्ध और मुण्ड के ९ तथा ८ वर्ष सम्मिलित हैं ।

भारतीय इ. रूपरेखा, जि. १, ४९८–९९

ઉપરના અવતરણથી એમ સિદ્ધ થાય છે કે—બૌદ્ધ ગ્રન્થોમાં अनुरुद्ध અને मुण्डનો ઉલ્લેખ આવે છે, જ્યારે જૈન ગ્રન્થો અને પુરાણુ ગ્રન્થો ઉદાયી પછી અનુરુદ્ધ કે મુંડ રાજાઓ થયાનું માનતા નથી. વળી બીજું એ પણુ સત્ય તરી આવે છે કે બૌદ્ધ ગ્રન્થોને આધારે કેટલીક સત્ય હકીકત ન મળવાનું સંભવિત છે. બૌદ્ધ કાળગણના અને સાલવારી दूषित હોવાના ઉલ્લેખો મળે છે.

( २ ) जैन और पौराणिक गणनाएं किसी तरह मौर्यकाल के अंत में जाकर मिल जाती हैं, पर बौद्ध गणना किसी तरह मेल नहीं खाती । संभवत: इसमें से नंदों के राजत्वकाल के बहुत वर्ष छूट गये हैं । और शायद इसी कमी को ठीक करने के इरादे से पिछले बौद्ध लेखकों ने उदायीभद्द, मुण्ड, और अनुरुद्ध इनमें से प्रत्येक का १८–१८ वर्ष का राजत्वकाल गिन कर और बिन्दुसार के ५८ वर्ष मान कर उक्त गणना में करीब ६० वर्ष बढ़ाने की चेष्टा की होगी । कुछ भी हो, बौद्धों की कालगणना दूषित अवश्य हैं ।

वीरनिर्वाण, पृ० २ ९

અર્થાત્ ઉપરના અવતરણો ઉપરથી એમ દેખાય કે ભ૦ બા૦ને આધારે જેમ ઈતિહાસ રચી ન શકાય તેમ બૌદ્ધ ગ્રન્થોની દૂષિત સાલવારીને આધારે પણુ ઈતિહાસ લખવામાં

હકીકતો અધૂરી રહી જવાનો સંભવ છે. તેને માટે બીજા ગ્રન્થો પણ તપાસવા જોઇએ. અને તે બધા ગ્રન્થો તપાસી જે યુક્તિયુક્ત હોય તેનો જ સ્વીકાર કરવો ઘટે. બીજા ગ્રંથોમાં અને વંશાવળીઓમાં જે જે હકીકત છે તે અહીં વિસ્તારથી બતાવી છે; તેથી ઉદાયી રાજાની માહિતી વધુ સ્પષ્ટ થાય છે.

( ३ ) ततः प्रधानपुरुषैः पौरैर्जनपदेन च ।

चक्रे नन्दस्य सानन्दमभिषेकमहोत्सवः ॥ २४२ ॥

તે પછી નગરના અને દેશના પ્રધાન પુરુષોએ આનંદપૂર્વક નંદરાજાનો અભિષેક મહોત્સવ કર્યો.

परिशिष्ट पर्व, स. ६, पृ. १८०

( ४ ) उदायी के उत्तराधिकारी नंद ... ... ।

'वीरनिर्वाण', पृ. २६

## વંશાવળીઓ

| (૫) બૌદ્ધગણના | | પુરાણગણના | |
|---|---|---|---|
| અજાતશત્રુ | ૩૨ | અજાતશત્રુ | ૩૭ |
| ઉદાયીભદ્ | ૧૬ | વંશક | ૨૪ |
| અનુરુદ્ધ-મુંડ | ૮ | ઉદાયી | ૩૩ |
| નાગદાસક | ૨૪ | નંદિવર્ધન | ૪૨ |
| સુસુનાગ | ૧૮ | મહાનંદી | ૪૩ |
| કાલાસોક | ૨૮ | નવ નંદ | ૧૦૦ |
| કાલાસોકપુત્ર | ૨૨ | | |
| નવ નન્દ | ૨૨ | | |

वी. नि. सं. पृ. १८

(6)

| Pauranika figures | | Mahavamsa figures | | Sthaviravali Carita |
|---|---|---|---|---|
| Bimbisara | 28 | Bimbisara | 52 | Srenika |
| Darshaka | 24 | | | |
| Ajatsatru | 25 | Ajatasatru | 32 | Kunika |
| Udayin | 33 | Udayin | 16 | Udayin |
| Nandivardhana | 40 | Anuraddha Munda | 8 | |
| Maha Nandi | 43 | Naga-Dasaka | 24 | Nanda & his |
| Maha Padma | 28 | Susunaga | 18 | descendants 95 |
| | | Kalasoka | 28 | |
| | | Ten sons | 22 | |
| Sumalya &c. | 16 | Nine Nanda | 22 | |

Chronology of A. India, P. 228

( ७ ) मगधेर राजपरंपरा—विम्बिसार हइते अशोक पर्यन्त

| दीप वंस | अशोकावदान | जैन परिशिष्ट पर्व | पूराण |
|---|---|---|---|
| विम्बिसार | विम्बिसार | श्रेणिक | |
| अजातसत्तू | अजातशत्रु | कूणिक वा अशोकचन्द्र | शिशुनाग |
| उदयभद्द | उदायी वा उदयभद्र | उदायी | काकवर्ण |
| ... | | | |
| | मुण्ड | | क्षेमधर्म |
| नागदास | | | क्षत्रोजा |

सूसूनाग

कालासोक कालवर्णी बिम्बिसार

अजातशत्रु

(दर्भक,दर्शक

वा हर्षक )

उदायी

नन्दिवर्धन

महानन्दि

नवनन्द

बौद्धग्रन्थ कोष, पृ. ४२

पिटक ग्रन्थावलि प्रथम संख्या.

બૌદ્ધગ્રંથો–સમન્તપાસાદિકા, મહાવંસ, બ્રહ્મદેશીય વિવરણ, મહાબોધિવંસમાં અનુરુદ્ધ ને મુંડના નામો આવે છે; પરંતુ જૈન અને પુરાણગ્રંથોમાં તે બન્નેની ગણના જોવામાં જ આવતી નથી.

આમ ઉદાયી પછી કોણ ગાદીએ આવ્યું તે સંબંધમાં પ્રબળ મતભેદ છે, છતાં ઉપરના ઉલ્લેખો અને જૈન તથા પુરાણોની વંશાવલીને આધારે ઉદાયી પછી નંદરાજા ગાદીએ આવ્યા હતા એમ માની શકાય છે.

બલ્કે ઉદાયી પછી અનુરુદ્ધ કે મુંડ ગાદીએ આવ્યા હોય તો પણ તેઓ ઉદાયીના પુત્રો જ હતા એમ કહી કહી.

શકાય જ નહીં. પિતા પછી પુત્ર જ ગાદીએ આવે અને બીજા ન જ આવે એવો નિયમ હોઈ શકે નહીં. અને ગાદીએ આવે તે તેના પુત્રો જ હોય એવો નિયમ કે વ્યાપ્તિ બની શકે નહીં. એ આધારે અનુરુદ્ધ અને મુંડને કેવળ ગાદીએ આવ્યા હોય તેથી તેના પુત્રો માની લેવા એ અયુક્ત છે.

બલ્કે જૈન અને પૌરાણિક પ્રમાણોથી તો એ જ સિદ્ધ થાય છે કે–ઉદાયી પછી નંદરાજા ગાદીએ આવ્યા અને નંદરાજા તો ઉદાયીના પુત્ર ન હતા એ ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે; કારણ કે નંદરાજાની રાજા તરીકે મંત્રીઓ વિગેરેએ વરણી કરી હતી.

આ સર્વ ઉપરથી એમ માની શકાય છે કે ઉદાયી (મગધપતિ) રાજા નિર્વંશપણે મૃત્યુ પામ્યા હતા. તેને માટે બીજા પણ ઘણા ઉલ્લેખો છે.

( ૮ ) उदाय्यपुत्रगोत्रो हि परलोकमगादिति ।

तत्रान्तरे पंचदिव्यान्यभिषिक्तानि मन्त्रिभिः ॥ २२९ ॥

ઉદાયી રાજા અપુત્રગોત્ર સ્વર્ગવાસી થયા પછી મંત્રીઓએ પાંચ દિવ્યોનો અભિષેક કર્યો હતો.

परिशिष्टपर्व, सर्ग. ६, पृ. १७९

( ९ ) अउत्तो त्ति...

ઉદાયી અપુત્રિયો........

आवश्यकसूत्र ( हारिभद्रीय वृत्ति ) पृ. ६९०

ઉપરના અવતરણોથી મગધપતિ ઉદાયીની નિર્વંશતા સિદ્ધ થાય છે.

૩. હવે તેના ખૂનને અંગે જે છેલ્લો મુદ્દો ઉપસ્થિત કર્યો છે તે ઉપર વિચાર કરીએ.

વાસ્તવમાં તો ક્યાં નાશી જાય અને ક્યાં નહીં એ પ્રશ્ન જ અપ્રસ્તુત છે. જેને ખૂન કરવું હોય તે ઘરની પાસેના મકાનને છોડીને હજારો માઈલ દૂર તેનું લક્ષ્ય હોય તો ત્યાં દોડી જાય. મગધપતિનું ખૂન કરવું હોય તો મગધમાં જાય, વત્સમાં શા માટે જાય? જ્યાં કામ હોય ત્યાં માણુસ જાય. તેને મગધપતિનું ખૂન કરવું હતું એટલે તે મગધમાં ગયો. તેને વત્સ સાથે કશું લાગેવળગે નહીં.

ખરી વાત તો એ છે કે–કોનું ખૂન થયું તેની લેખકને જ ખબર નથી. બે નામોમાં વિવેક ન કરવાથી ભ્રાંત તો લેખક થયા છે, છતાં 'ચોર કોટવાળને દંડે' એમ **પૂર્વાચાર્યોને ભ્રમ થયો** છે એવું લખી નાંખ્યું છે અને નિર્મૂળ ને પ્રમાણુ વગરની કલ્પનાઓથી પૂર્વાચાર્યોની ભ્રમણા દૂર કરવાનો મનોરથ સેવે છે. કેવો હાસ્યાસ્પદ પ્રયાસ છે?

( १० ) अण्णदा वेकालिकं आयरिया भणंति–गेण्हह उवकरणं, राउलं अतीमो, ताहे सो सरत्ति उट्ठित्तो, गहितं उवगरणं, पूव्वसंगोविता य कंकलोहकत्तिका सा वि गहिता, पच्छण्णं कता, अतिगता रायकुलं, चिरं धम्मो कहितो, आयरिया पासुत्ता, राया वि, तेण उट्ठेत्ता रण्णो सीसे निवेसिया तत्थेव अट्ठिके लग्गा, निग्गतो ।

आवश्यकचूर्णि ( उत्तर भाग ), पत्र १८०

ભાવાર્થ—એક દિવસ આચાર્ય મહારાજે કહ્યું: ઉપકરણ લઇ મહેલમાં ચાલો; ત્યારે તે જલ્દી ઉઠ્યો, ઉપકરણ લીધાં, પહેલેથી સંતાડેલી લોઢાની છરી પણ લીધી અને રાજમહેલમાં ગયા. લાંબો વખત રાજાને ધર્મ સંભળાવ્યા પછી આચાર્ય મહારાજ અને રાજા સૂઈ ગયા ત્યારે તે ઉઠ્યો. રાજાનું માથું કાપી નાખ્યું અને ચાલ્યો ગયો.

ઉપરના પ્રાચીન ને પ્રમાણિક પ્રમાણોથી નિશ્ચિત થઇ શકે છે કે **વત્સપતિ ઉદયનનું ખૂન નહીં** પણ **મગધપતિ ઉદાયીનું ખૂન થયું હતું** અને અપુત્રિયો પણ તે જ મરણ પામ્યો હતો. વત્સપતિ ઉદયનનું તો ખૂન પણ થયું ન હતું અને અપુત્રિયો પણ મરણ પામ્યો ન હતો. બલ્કે તેના પુત્રનું નામ બોધિવાહન ( નરવાહન બોધિ ) હતું. તેનો જન્મ ઈ. સ. પૂ. ૫૪૨ માં થયો હતો.

( 11 ) King Udayan was evidently in the prime of his youth when Vāsuldattā, the princess of Avanti, and the mother of *Bodhikumāra,* fell in love with her father's handsome captive. So we presume that King Udayana married Vāsuladattā in 543 B. C., when he was twenty years old. If the prince, the firstf ruit of the wedlock, ( and the only issue that we know of ) *was born* a year latter, i. e. in 542 B. C.

| | |
|---|---|
| ( 12 ) Birth. | 563 B. C. |
| Accession. | 544 B. C. |

Matrimonial alliance
with Avanti. 543 B. C.
Birth of Bodhikumār 542 B. C.

Early History of Kausāmbi,
P. 32-33

(13) *Narvāhan Bodhi* was the second king of Kausāmbi from Udayan.....................

" An Early History of Kausāmbi " P. 37

(14) 23 Satanika II
24 Udayana
25 Vahinara-Naravāhana-Bodhi.

*Chronology of Ancient India*, P. 256

(15) He was evidently a capable prince and a *worthy son of his father* The *Matsya* describes him as the brave king *Vahinara*.

E. H. Kausāmbi, P. 38

(16) Viro Raja Vahinarah.

Dynesties Kali age by Pargiter, P. 7

(17) After him (Vasudāna) will be Udayan and after Udayana will be the warrior king *Vahinara*.

Dynesties of the Kali Age, P. 66

(18) भविष्यते चोद्‌यनात् वीरो राजा वहीनरः ।

मत्स्यपुराण ( आनन्दमन्यावलि ) पृ. १०७

અર્થાત્ ઉદયન વત્સપતિને વાસુલદત્તાથી વીર **નરવાહન બોધિ** નામનો પુત્ર હતો. એટલે વત્સપતિ ઉદયન અપુત્રિયો ન હતો.

પરંતુ ખરી વાત એ થઇ લાગે છે કે–મગધનો રાજા **ઉદાયી**, કૌશામ્બી–વત્સનો રાજા **ઉદયન** અને સિન્ધ–સૌવીરનો રાજા **ઉદ્રાયણ** ( ઉદાયન ) એમ ત્રણે લગભગ સમાન નામો હોવાથી લેખકને અવધારણ કે વિવેક નથી રહ્યો લાગતો. અને એ અવધારણ ન રહેવાને કારણે અને 'મારો કક્કો ખરો' એવો દુરાગ્રહ રાખવાથી પૂર્વાચાર્યો ઉપર આક્ષેપો કરી પૂર્વાચાર્યોનો વિભ્રમ છે એમ પુસ્તકમાં લખી નાખ્યું; પરંતુ તે કેટલું બિનજવાબદારીભર્યું પગલું છે તેનો ખ્યાલ કદાચ લેખકને આવ્યો નહીં હોય.

: ૨૫ :

## સાંચીમાં દાન આપનાર કોણ ?

### ( મૌર્ય ચંદ્રગુપ્ત, ગુપ્તવંશીય ચંદ્રગુપ્ત કે આમ્રકાર્દવ ? )

ગુપ્તવંશીય ચંદ્રગુપ્ત બીજાના વખતમાં મહાત્મા બુદ્ધદેવના મંદિરમાં એક એક દીપક બળતો રહે અને યાવચ્ચંદ્રદિવાકર પાંચ પાંચ ભિક્ખુઓ રોજ ભોજન કરતા રહે એ હેતુથી ઉન્દાનના પુત્ર આમ્રકાર્દવ તરફથી સાંચીના મહાવિહારના આર્યસંઘના પચીસ કે સો દીનાર ભેટ આપવામાં આવી હતી.

તે દાનની હકીકત સાંચીમાંથી મળેલા ગુપ્ત સં. ૯૩ ના શિલાલેખથી મળે છે. ચંદ્રગુપ્ત મૌર્યની સાથે આ હકીકતનો

સંબંધ નથી તેમ તેના વખતમાં આ દાન અપાયાની હકીકત બની નથી.

છતાં 'પ્રાચીન ભારતવર્ષ' માં તે બાબત કાંઇક ઊલટી રીતે આલેખવામાં આવી છે. તેમાં સર કનિંગહામનો હવાલો પણ અપાયો છે, પરંતુ તે કાં તો સમજ્યા વગર અપાયો છે કાં તો ઇરાદાપૂર્વક આગળ-પાછળનો સંબંધ ઊડાવી દઇ પોતાની કલ્પનાને અનુકૂળ ને અનુસરતા હોય તેટલા શબ્દો ઉઠાવી લઈ કુટિલતા વાપરી છે. ગમે તેમ પણ તે હકીકત ઊંધી રીતે આલેખવામાં આવી છે એ તો નિઃશંક છે.

ગુપ્તવંશીય ચંદ્રગુપ્ત બીજાના વખતમાં ભેટ આપેલ પચીશ કે સો દીનાર વિષે લેખક લખે છે કે–" વળી તેણે રાજત્યાગ કરી દીક્ષા લીધી તે પૂર્વે, ત્યાં ઊભા થયેલા અનેક સ્તૂપો જે અદ્યાપિ વિદ્યમાન છે તેમાંના સૌથી મોટા સ્તૂપના ઘુમટમાં, ગોળાકારે ફરતી ગવાક્ષની હારમાળા જે દીપક પ્રકટાવવા માટે રચાયલી છે, તેના નિભાવ માટે લગભગ **પચીશ હજાર દીનારની** વાર્ષિક રકમ, સમ્રાટ ચંદ્રગુપ્તે અર્પણ કર્યાનું સર કનિંગહામ જેવા તટસ્થ અને પ્રમાણભૂત મનાતા વિદ્વાને 'ભિલ્સા સ્તૂપ' નામક પુસ્તકમાં જાહેર કર્યું છે. આ હકીકત નિર્વિવાદિતપણે સાબિત કરે છે કે, આ સ્તૂપને રાજા ચંદ્રગુપ્ત અને તેણે ગ્રહણ કરેલ જૈનધર્મ સાથે, અતિ ઘાટો સંબંધ હતો અથવા તો હોવો જોઇએ."

પ્રા. ભા. પુ. ૧, પૃ. ૧૯૬

'પ્રાચીન ભારતવર્ષ' પુસ્તકમાં મૌર્ય સમ્રાટ્ ચંદ્રગુપ્તના ઇતિહાસની અનેક અસંબદ્ધ અને કાલ્પનિક હકીકતો વર્ણવતાં, સાથે સાથે આ દાનની હકીકત બતાવતો ફકરો પણ તેમાં નજરે પડે છે; પરંતુ તેની ખરી હકીકત તો ઉપર જણાવી તે પ્રમાણે ચંદ્રગુપ્ત મૌર્યના વખતની નહીં પણ ગુપ્તવંશીય ચંદ્રગુપ્ત બીજાના વખતની બનેલી છે.

સર કનિંગહામે પણ મૌર્યવંશીય ચંદ્રગુપ્ત માટે નહીં પણ ગુપ્તવંશીય ચંદ્રગુપ્ત રાજા માટે લખ્યું છે પરંતુ આગળ પાછળનો સંબંધ લેખકે તપાસ્યો નથી. અલબત સર કનિંગહામે, ચંદ્રગુપ્તે દાન આપ્યાનું લખ્યું છે પરંતુ તે ભૂલ છે. વાસ્તવમાં તે વખતે તો ભૂલ થવાનો સંભવ પણ છે; કારણ કે એ સંશોધન તો બહુ વહેલાં–લગભગ સો વર્ષ પહેલાં–થયેલું એટલે ગેરસમજૂતી થાય એ શક્ય છે, પરંતુ આજે તો તે વિગતો ઉપર ખૂબ સંશોધન થઇ ચૂક્યું છે અને ખરી હકીકત શી હતી તે પણ પ્રકટ થઈ ચૂક્યું છે. એવા વખતમાં પણ સ્વકલ્પનાને અનુકૂલ મળી આવવાથી તે જૂના મતને પકડી રાખવો અને નવા મતનો સ્વીકાર ન કરવો તેમાં યા તો અજ્ઞાન છે કાં તો દુરાગ્રહ છે.

વસ્તુસ્થિતિ છે તે આ છે. માત્ર હું એકલો જ માનું છું એમ નથી. બીજા વિદ્વાનો પણ એમ માને છે.

(1) The Sānchi inscription of the year 93=412-13 A. D., records a donation by *Amrakārdava*, a dependant of Chandragupta II at Kākanādabota.

સાંચી શિલાલેખ(૯૩=સન ૪૧૨-૧૩ )માં કાકનાકબોટમાં **ચંદ્રગુપ્ત બીજાના અનુજીવી અમ્રકાર્દવે** દાન આપ્યાનો ઉલ્લેખ છે.

The Age of Imperial Guptas

by R. D. Banerji, P.31

( 2 ) The fifth inscription which is dated 93 G.E. ( 412-13 A. D. ) is on the railing of the great stupa at Sānchi, known in ancient times by the name of Kākanādabota. The object of this epigraph is to record the gift of 25 dināras...by a donar, named *Amrakārdava*, son of Undāna.

પ્રાચીન સમયમાં કાકનદ બોટ તરીકે ઓળખાતો સાંચીનો પાંચમો શિલાલેખ ( સન ૪૧૨-૧૩ ) મોટા સ્તૂપ ઉપર છે. આ શિલાલેખનો ઉદ્દેશ ઉન્દાનના પુત્ર આમ્રકાર્દવે આપેલ ૨૫ દીનારના દાનના સ્મરણાર્થે છે.

" The History of North-Eastern India "

by R. G. Basak, P. 40

( ३ ) सांची के ई. स. ४१२ के शिलालेख में द्वितीय चन्द्रगुप्त के सेनापति आम्रकार्दव के गांव के पंचायत के सामने एक गांव और पचीस दीनारों के दान का वर्णन है ।

" चन्द्रगुप्त विक्रमादित्य "

( गंगादास महेता कृत ) पृ. ८९ टी. २

( ४ ) इस लेख में उन्दान के पुत्र आम्रकार्दव नामक एक व्यक्ति के दान का उल्लेख है। आम्रकार्दव ने काकनादबोट के श्री महाविहार में आर्यसंघ को ईश्वरवासक नामी एक ग्राम या भूमिस्थल और २५ दीनारों × का दान दिया था। यह दान दश भिक्षुओं को प्रतिदिन भोजन देने और रत्नगृह में दो दीपक जलाने के लिए किया गया था।

'गुप्तवंश का इतिहास'

(रघुनन्दन कृत) पृ. १६१–२

( 5 ) "History of North-Estern India" માં પણ તેના પૃ. ૪૦ ઉપર આ પ્રમાણે જ છે.

ઉપર્યુક્ત પ્રમાણોથી સ્પષ્ટરીતે સમજી શકાય છે કે–તે દાન ચંદ્રગુપ્ત મૌર્ય કે ગુપ્તવંશીય ચંદ્રગુપ્ત એમાંથી કોઈએ

---

× તેનો મૂળ પાઠ આ પ્રમાણે છેઃ—

" प्रणिपत्य ददाति पंचविंशतिश्च दीनारान्" पाठ है, डॉ. फ्लीट ने इसे व्याकरणकी दृष्टि से शुद्ध करके " पञ्चविंशतिश्च दीनारान्" पाठ दिया है।

એટલે કે પચીસ દીનાર એ તે સમયની પરિસ્થિતિને અનુકૂળ નહીં લાગવાથી રઘુનન્દન શાસ્ત્રી, શ્રીયુત માધવ ભંડારીજીના મત પ્રમાણે પંચ વિંશતિઃ ( ૧૦૦ ) પ્રમાણે શુદ્ધ કરે છે. તે આ પ્રમાણે—

सन् ४०७–८ इ० के गढवा के लेख (कौर्प० इन्स० इण्डि० जिल्द ३, लेखसंख्या ६-७, पंक्ति ६–७, और १४–१६) में एक ब्राह्मण के नित्य भोजन के लिए दस दीनारों के दान का वर्णन है. "आत्मपुण्योपचयार्थं......सदासत्रसामान्यब्राह्मण.........दीनारा दश १०......।"

गुप्तवंशका इतिहास, पृ. १६१–२–३

આપ્યું નથી, પરંતુ ગુપ્તવંશીય ચંદ્રગુપ્ત બીજાના વખતમાં તેના અનુજીવી ઉન્દાનના પુત્ર **આમ્રકાર્દવે** તે દાન આપ્યું છે. અને તે પણ પચીસ હજાર દીનારોનું નહીં પણ કેવળ પચીસ કે કેવળ સો દીનારોનું દાન અપાયું છે.

આ પ્રમાણો ઉપરાંત તેનો જે મૂળ શિલાલેખ છે તે શિલાલેખ પણ અહીં જ રજૂ કરું છું.

गुप्तसंवत् ९३

सिद्धम् ! काकनादवोट श्रीमहाविहारे शीलसमाधिप्रज्ञागुण-भावितेन्द्रियाय परमपुरायक्रि......ताय चतुर्दिगभ्यागताय श्रवण-पुंगवावस्थायार्य्यसंघाय महाराजाधिराजश्रीचन्द्रगुप्तपादप्रसादाप्या-यितजीवितसाधनः अनुजीवत् पुरुषसद्भाववृत्तिम् ( ? ) जगति प्रख्यापयन् अनेकसमरावाप्तविजययशशुपताकः सुकुलिदेशनष्टी .......वास्तव्य उन्दानपुत्राम्रकार्दवो मजशरभंगाम्रशतराजकुल-मूल्यक्तं (?)...य...ईश्वरवासकं पञ्चमण्डल्यां प्रणिपत्य ददाति पंचविंशतीश्च (तिश्च) दीनारान् दत्त.......यादर्धेन महाराजाधिराज-श्रीचंद्रगुप्तस्य देवराज इति प्रियानाम्........यतस्य सर्वगुण-संपतये यावचंद्रादित्यौ तावत्पंच भिक्षवो भुंजताम् रत्नगृहे च दीपको ज्वलतु। मम चापराधीत् पंचैव भिक्षवो भुंजताम् रत्नगृहे च दीपक इति। तदेतत्प्रवृतम् च उच्छियात् सगोब्रह्महत्यया संयुक्तो भवेत् पंचभिश्चांतर्यैरिति ॥ सम् ९०—३ भाद्रपददि० ४ ॥

સિદ્ધમ્ કાકનદબોટના શ્રીમહાવિહારમાં આર્યસંઘને

માટે જેમની ( મહાત્માઓની ) જ્ઞાનેન્દ્રિયો, શીલ–સમાધિ–પ્રજ્ઞા ગુણોથી પ્રભાવિત છે.... જે પરમપુણ્યના કાર્યો ચારે દિશાઓથી આવેલ, જેમાં શ્રેષ્ઠ સાધુઓ નિવાસ કરે છે–પંચને પ્રણામ કરીને ઉન્દાનના પુત્ર આમ્રકાર્દવ–જેને મહારાજાધિરાજ શ્રીચંદ્રગુપ્તના ચરણોની કૃપાથી જીવિકાના સાધન પૂરી રીતે પ્રાપ્ત થયા છે, જેણે (રાજાના) આશ્રિત સજ્જનોના સદ્‌વ્યવહારને જગતમાં વિસ્તાર્યો છે, જેણે અનેક યુદ્ધોમાં વિજય અને યશની પતાકા પ્રાપ્ત કરી (ફરકાવી) જે સુકુલિદેશમાં નષ્ટી ગામનો રહેવાસી હતો–તે ઈશ્વરવાસક (ગામ) આપે છે. જે રાજકુળના આમ્રરાટ, શરભંગ અને ઉપનામ મજના દાન કરેલા ધનથી વેચાતું લેવામાં આવ્યું હતું. અને પાંચ વીશી અર્થાત્ ૧૦૦ દીનાર પણ આપે છે.

એમાંથી અડધી એટલે ૫૦ દીનારોથી દેવરાજ ઉપનામવાળા મહારાજાધિરાજ શ્રીચંદ્રગુપ્તના સર્વ ગુણોની પ્રાપ્તિ માટે જ્યાંસુધી સૂર્ય ચંદ્ર રહે ત્યાં સુધી પાંચ ભિક્ષુ ભોજન કરે અને બુદ્ધભગવાનના રત્નગૃહ( મંદિર) માં એક દીપક બળે તથા મારી બાકીની અન્ય સુવર્ણમુદ્રાઓથી પણ પાંચ ભિક્ષુ ભોજન કરે અને રત્નગૃહમાં દીપક બળે. જે આ પ્રવૃત્ત થયેલા ( ધર્મકાર્યને ) નષ્ટ કરશે તે ગો–બ્રાહ્મણની હત્યાનો તથા તત્કાળ ફળ આપવાવાળા પાંચ પાપોનો ભાગી બનશે.

વર્ષ ૯૦+૩ ભાદ્રપદ દિવસ ૪

: ૨૬ :

# બોધિસત્ત્વ પાર્શ્વ અને તક્ષશિલા

'પ્રાચીન ભારતવર્ષ' માં પાર્શ્વનાથ અને તક્ષશિલા તથા માણિક્યાલ સ્તૂપ વિષે ઉલ્લેખ છે. તેમાં લખ્યું છે કેઃ-

" પાર્શ્વનાથ ભગવાન અહીં બોધિસત્ત્વ થયા છે તેમ તક્ષશિલાના લેખમાં પણ પાર્શ્વનાથ નામ છે."

પ્રા. ભા. પુ. ૨, પૃ. ૩૦૫

"વળી અફઘાનિસ્તાન અને પેશાવર તરફના શિલાલેખમાં તો જૈનધર્મના ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથનો ઉલ્લેખ સુદ્ધાંત પણ થયેલ છે. આ બધી સ્થિતિ શું સૂચવે છે? શું બૌદ્ધધર્મમાં પાર્શ્વનાથ નામની કોઇ વ્યક્તિ થઇ છે?"

પ્રા. ભા. પુ. ૨, પૃ. ૪૦

" જુઓ ગાન્ધાર અને તક્ષશિલાના લેખો. તેમાં શ્રી પાર્શ્વનાથનું નામ આપ્યું છે. તે વખતે તે પ્રદેશમાં જૈનધર્મ ફેલાયલો હતો તેની સાક્ષી પૂરે છે. માણિક્યાલનો સ્તૂપ તે સમયનો હોઇ તે પણ તે ધર્મનો જ માનવો રહેશે."

પ્રા. ભા. પુ. ૨, પૃ. ૬

"ઇ. સ. પૂ. આઠમી સદીમાં જૈનના ત્રેવીશમા તીર્થંકર જે શ્રી પાર્શ્વનાથ થઇ ગયા છે તેમનું જ નામ જ્યારે તક્ષ-શિલાના ને માણિક્યાલના સ્તૂપોમાં કોતરાયલું મળી આવ્યું છે ત્યારે એમ અનુમાન ઉપર જવાય છે કે ઇ. સ. પૂ. આઠમી

અને નવમી સદીમાં પણ તે પ્રદેશ ઉપર તે ધર્મના અનુયાયી રાજકર્તાઓની સત્તા પ્રવર્તી રહી હશે.”

આ. ભા. પુ. ૩, પૃ. ૨૮૧.

બૌદ્ધોમાં મહાત્મા પાર્શ્વ નામની પ્રધાન વ્યક્તિ થયેલી છે, અને તે બૌદ્ધોમાં આગેવાન સાધુ તરીકે ગણાતા હતા, એવા ઉલ્લેખો બૌદ્ધ પુસ્તકોમાં અને ભ્રમણ વૃત્તાન્તોમાં સ્થળે સ્થળે મળી આવે છે. છતાં પ્રસ્તુત પુસ્તકના લેખક પ્રશ્નાર્થ ચિહ્ન (?) કરી લખે છે કે ‘બૌદ્ધોમાં પાર્શ્વનાથ નામની કોઈ વ્યક્તિ થઈ છે ?’ એ આશ્ચર્યકારક છે. એ તો ઠીક પણ નામ કેવી વિચિત્ર રીતે ફેરવી નાખ્યું છે ? પાર્શ્વ શબ્દને ‘નાથ’ શબ્દ લગાડી ‘પાર્શ્વ’ અને ‘નાથ’ તે બે શબ્દોને જોડી, તીર્થંકર પાર્શ્વનાથના નામની યોજના કરી દીધી. ઇતિહાસનો આ કેવો વિકાર ને અનર્થ ?

વળી બૌદ્ધભિખ્ખુ મહાત્મા પાર્શ્વ માટે પ્રશ્ન પૂછવાની, આશ્ચર્ય બતલાવવાની કે તેના ઉપર લાંબા અનુમાન દોરવાની જરૂર નથી. મૂળે તે બ્રાહ્મણ હતા અને પાછળથી બહુ વૃદ્ધ ઉમરે તેઓ બૌદ્ધ સાધુ થયા હતા. તે કનિષ્ક રાજાના વખતમાં થયા છે. તેના એ ગુરુ હતા.

લેખક એ મહાત્મા પાર્શ્વ બૌદ્ધ ભિખ્ખુને પાર્શ્વનાથ તીર્થંકર ગણી ભ૦ મહાવીર અને બુદ્ધથી પણ પહેલાના વખતમાં ઉઠાવી લઈ, ઐતિહાસિક કાળ, રચના અને ભૌગોલિક સ્થાન-સંબંધ, સંસ્કૃતિ બધામાં અંધાધુંધી ફેલાવી મૂકે છે.

કયાં તક્ષશિલા કે માણિકયાલ અને કયાં અફઘાનિસ્તાન? કયાં ભગવાન્ તીર્થંકર પાર્શ્વનાથ અને કયાં બૌદ્ધભિખ્ખુ મહાત્મા પાર્શ્વ? એનો તે કયાંઇ મેળ મળી શકે તેમ છે?

ભગવાન પાર્શ્વનાથ તો મહાત્મા બુદ્ધ અને શ્રી મહાવીરથી પણ પહેલાં થયા છે; જયારે બૌદ્ધ ભિખ્ખુ પાર્શ્વ તો મહાત્મા બુદ્ધ પછી થયા છે.

અર્થાત્ એ બન્ને વ્યક્તિઓ જુદી છે અને ઘણા લાંબા કાળનો તેમાં ગાળો છે. તક્ષશિલા કે માણિકયાલના શિલાલેખોમાં નામ કોતરાયું હોય તો તે મહાત્મા પાર્શ્વ બૌદ્ધભિખ્ખુનું હોવાનો સંભવ છે. ભગવાન્ પાર્શ્વનાથ તીર્થંકરના વખતમાં તો મહાત્મા પાર્શ્વ હતા પણ નહીં, છતાં તેની બધી હકીકત ભગવાન્ પાર્શ્વનાથને લાગુ પાડી દીધી.

ગ્રંથોમાં મહાત્મા પાર્શ્વના ઉલ્લેખો મળી આવે છે તેના થોડાક પ્રમાણો અહીં ટાંકું છું.

( १ ) पार्श्वनामक एक स्थविरेर निकट कनिष्क, अवसर समये बौद्धधर्मशास्त्र अध्ययन करितेन ।

बौद्धभारत ( बंगला ), पृ. ८२

( २ ) एइ समये पार्श्वनामे जनैकख्यात नामा स्थविर निम्न लिखित भावे राजार निकट बुद्धशासनेर अवस्थावर्णना करेन ।

पिटकग्रन्थावली–प्रथम संख्या, पृ. ३६

( ३ ) एक दूसरे तिब्बती ग्रन्थ से पता लगता है कि कनिष्क ने भिन्नभिन्न संप्रदायों के पारस्परिक विरोध का अन्त

करने के लिए अपने गुरु पार्श्व से एक बौद्धमहासभा करने का प्रस्ताव किया ।

' बौद्धकालीन भारत ' पृ. ३२०

( 4 ) In the third tier of high halls of the Kaniska vihara was the chamber once occupied by the venerable po-li–ssu-fo ( *Pārsva* )....

At the end of three years he had complitely succeeded, and people out of respect called him reverend *side* ( or *Ribs* ).

" Yuan Chawng's travells
in India " Vol. I, P. 208

( 5 ) He was originally, not friendly towards Buddhism, but was converted by the *patriach* ***Pārsva.***

( 6 ) The leading monks are said to have been Pā*rsva* and *Vasumitra.*

"Kharoshthi Inscriptions"
Corpvs Inscriptionvm, Indicarvm
Vol. II, Pt. I, P. LXXIX

( 7 ) He then expressed to the venerable *Pārsva* a desire to have the Tripitaka explained according to the tenents of the various schools.

*Pārsva* having agreed, Buddhist Bhikkhus were summoned from all quarters.

Buddhistic Studies, P 70

( 8 ) This *Pārsva* was originally a brahmin teacher, and he remained such until he was eighty years old. Then he became converted to Buddhism and received ordination. The city boys hereupon jeered at him as an old and feeble man.

' On Yuan Chwang ' Vol. I, P. 208

( 9 ) The Po-li-ssu-fo ( Pārsva ) of this passage is called in other works Po-she, which may be for *Passo*, the Pali form of *Pārsva*.

' On Yuan Chwang ' Vol. I, P. 208

( 10 ) The venerable *Pārsva* explained to His Majesty that in the long lapse of time since Buddha left the world deciples of schools and masters with various theories had arisen, all holding personal views and all in conflict......Then Rājagaha was proposed, but *Pārsva* and others objected. "

" Yuan Chwang " Vol I, P. 270

( ११ ) उस समय महात्मा पार्श्व ने उसको समझाया कि " भगवान तथागत को संसार-परित्याग किए हुए बहुत से वर्ष और महीने व्यतीत हो गए; उस समय से लेकर

अब तक कितने ही महात्मा विद्वान उत्पन्न हो चुके हैं जिन्होंने अपने अपने ज्ञानानुसार अनेक पुस्तकें लिखकर अनेक सम्प्रदाय स्थापित कर दिये हैं; यही कारण है कि बौद्धधर्म टुकड़े टुकड़े होकर बँट गया है। ”

“ हुएनसांग का भारतभ्रमण ” पृ. १९०

ઉપરના અવતરણો અને બીજા પણ અનેક ઉલ્લેખોથી એ હકીકત મળે છે કે મહાત્મા પાર્શ્વ બૌદ્ધધર્મના આગેવાન ભિખ્ખુ હતા અને તેઓ કનિષ્કના વખતમાં થયા છે. ભગવાન પાર્શ્વનાથ તીર્થંકર અને મહાત્મા પાર્શ્વનું અંતર અને પરિસ્થિતિ આ સાથે ક્યાં સુધી સંગત થાય છે તે હવે બરાબર સમજાશે.

પ્રાચીન શિલાલેખોના વિશેષજ્ઞ, ઓસ્લો યુનિવર્સિટીના પ્રો. ડૉ. **સ્ટીન કોનો** તથા પ્રાગ યુનિવર્સિટીના પ્રો. ડૉ. **ઓટો સ્ટાઇન**નું પણ આવું જ મંતવ્ય છે.

બીજું, લેખકને એ પણ ખબર નથી કે માણિક્યાલ સ્તૂપ ક્યાં આવ્યો છે. માણિક્યાલનું સ્થાન બતાવતાં તેઓ લખે છે કે—

“ અફઘાનિસ્તાનમાં માણિક્યાલના શિલાલેખવાળા સ્થળેથી જે સિક્કા મળ્યા છે તેમાં પણ છે. ”

પ્રા. ભા. પુ. ૨, પૃ. ૩૪૯

ક્યાં અફઘાનિસ્તાન અને ક્યાં માણિક્યાલ સ્તૂપ ? માણિક્યાલ અને તક્ષશિલા બન્ને રાવળપિંડી ( પંજાબ ) પાસે છે.

ઇતિહાસની હકીકતો અને સ્થાનો વિષે નિશ્ચિત ગણત્રી થવી જોઇએ. પ્રથમ તો આવા સ્થાનો અક્ષાંશ ને રેખાંશથી બતાવવાની જરૂર છે, પરંતુ આપણે ત્યાં તેવી પદ્ધતિ જ નથી છતાં નજીક પણ બતાવવા માટે કાંઇક તો મર્યાદા બતાવવી એ ઇતિહાસમાં આવશ્યક છે જ.

માણિકયાલ સ્તૂપ, તેને ઓળખાવનારું ગામ કયાં છે તે હવે નક્કી કરીએ.

Mānikapura–*Mānikyāla in the Rāvalpindi* District of the Punjab, *14 miles to the south* of Rāvalpindi, is celebrated for the Buddhist topes, where Buddha in a former birth gave his body to feed seven starving tiger-cubs.

માણિકપુર–માણિકયાલ એ પંજાબમાં રાવળપિંડી જીલ્લામાં છે. તે રાવળપીંડીની દક્ષિણે ચૌદ માઇલ છે. ત્યાં બૌદ્ધ સ્તૂપની રચના કરી છે, જ્યાં બુદ્ધે પોતાના પૂર્વભવમાં પોતાના શરીરને વાઘના સાત ભૂખ્યા બચ્ચાઓને ખાવા માટે આપી દીધું હતું.

Geographical Dictionary by Dey, P. 1:7

આના માટે બીજા પણ ઘણા ઉલ્લેખો છે. સર કનિંગહામ પણ તેનું એ રીતે વર્ણન કરે છે અને નકશાઓમાં પણ રાવળપીંડી જીલ્લામાં શાહઢેરી ગામની બિલકુલ પાસે માણિકયાલને બતાવ્યું છે.

ઇતિહાસ, ભૂગોળ ને નકશાઓમાં તેને માટે આટલું બધું સ્પષ્ટીકરણ હોવા છતાં લેખકે માણિકયાલને અફઘાનિસ્તાનમાં હોવાની કલ્પના શા માટે કરી હશે ?

જેમ કથાગ્રંથમાં કે વાતોની ચોપડીમાં લખી નાખે તેમ માણિકયાલ ને તક્ષશિલા કે મહાત્મા પાર્શ્વની હકીકત લખી નાખી છે. કોઈ સચોટ પુરાવા કે બારીક તપાસ યા ગૂઢ અન્વેષણ આમાં દેખાતું નથી. ઇતિહાસમાં આવું અંધેર કયાં સુધી ચાલે ! એવું તો નથી વિચાર્યું ને કે–
एडो अंधेर कब लग चले ? जब लग चले तब लग ठीक ।



# ડૉકટરશાહી ઇતિહાસ (?)[×]



થોડા દિવસ ઉપર બધેકાશાહી સાહિત્ય બાબત વાંચેલું. ભણેલા માણસો ય આવું પાખંડ કરી શકે છે એ આ જમાનાની ખાસ વિશેષતા જાણી. શ્રીમાન ચુનીલાલ શાહે એ બધેકાશાહીનો ઘટસ્ફોટ કર્યો અને સાહિત્ય જેવા સ્વચ્છ વિષયમાં એવા પાખંડને ન પેસવા દીધું એ ઠીક જ કર્યું.

આજે મારે પણ એવા જ એક ડૉકટરશાહી ઇતિહાસ વિશે લખવાની આકરી ફરજ બજાવવાની છે. એ ઇતિહાસનું નામ 'પ્રાચીન ભારતવર્ષ' છે. ખરી રીતે એ પુસ્તકને ઇતિહાસનું નામ આપીને ઇતિહાસ કહેવો એ ઇતિહાસ શબ્દને કલંકિત કરવા જેવું છે. મારી સામે એ કલ્પિત ઇતિહાસના બે ભાગ પડ્યા છે. ઇતિહાસવિદ્ ભાઇ દુર્ગાશંકરશાસ્ત્રીએ જેની આકરામાં આકરી સમાલોચના કરવી ઘટે તેવા એ 'પ્રાચીન ભારતવર્ષ'ની ઘણી મૃદુ સમાલોચના કરીને પોતાનો ધર્મ બજાવ્યો છે.

× આ લેખ રૂપે 'પ્રસ્થાન' માસિકમાં (૧૯૯૭ ના પોષના અંકમાં) છપાયો હતો.

તેમણે જ બનાવરાવી છે. અને તે બનાવવામાં પણ તેમનો હેતુ પોતાના ધર્મ પ્રત્યેના કોઇ કાર્યની મહત્ત્તાદર્શક જ હોવો જોઇએ એમ સ્વાભાવિક અનુમાન કરાય છે. આટલા ખ્યાલ સાથે, જ્યારે આપણે શ્રવણ બેલગોલની પ્રચંડ મૂર્તિઓની કથા જોડીએ છીએ ત્યારે એ હકીકત ઉપર વિશેષ પ્રકાશ પડે છે અને એમ અનુમાન કરવા લલચાઇએ છીએ કે જ્યારે આ શ્રવણ બેલગોલનું સ્થાન, રાજા ચંદ્રગુપ્ત અને તેમના ધર્મગુરુ શ્રી ભદ્રબાહુના અંતિમ જીવન સાથે સંકળાયેલું છે, ત્યારે આ મૂર્તિઓ ઊભી કરવામાં પણ તેમનાં જ જીવનનાં પ્રસંગો કાં નિમિત્ત—કારણ—રૂપ ન બન્યા હોય ? એટલે એ જ નિર્ણય ઉપર આવવું રહે છે કે, આ મૂર્તિઓ પણ રાજા ચંદ્રગુપ્તની કે તેમના ગુરુ શ્રી ભદ્રબાહુની હશે.”

( ‘ પ્રાચીન ભારતવર્ષ ’ ભાગ ૨જો, પૃ. ૩૭૮ )

ઉપર્યુક્ત લખાણમાં ડૉકટરસાહેબ પોતે જ ‘ એ મૂર્તિ ભદ્રબાહુની હશે ’ એમ કહેવા લલચાય છે અને ‘ મહારાજા પ્રિયદર્શિને બનાવી હોવી જોઇએ ’ એવું અનુમાન કરે છે; પરંતુ એ માટે એક પણ પ્રમાણ કે પુરાવો તેમની પાસે હયાત નથી. તેમને એવી ખબર તો હોવી જ જોઇએ કે તેમની પોતાની લાલચ-માત્રથી વા અનુમાન દોરવાની રીત ઉપરથી ઈતિહાસ રચી શકાતો નથી. ઇતિહાસ માટે તો નક્કર પ્રમાણ–પુરાવા હોવા જોઇએ. ઇતિહાસવિદ્ તો ‘ नामूलं लिख्यते किञ्चित् ’ની ઉક્તિને અક્ષરશઃ વળગી રહે છે, પરંતુ આપણા આ નવા

ઇતિહાસકાર (?) તો 'अमूलं लिख्यते सर्वम्' એ ઉક્તિને વળગી પાનાંનાં પાનાં ભર્યે જ જાય છે.

જે મૂર્તિ બાબત ડૉક્ટરસાહેબે પોતાની તરંગપરંપરા હંકારી છે તે મૂર્તિ નથી આચાર્ય ભદ્રબાહુની, તેમ તેનો સંબંધ નથી સમ્રાટ્ પ્રિયદર્શિન સાથે, એ વસ્તુ તે મૂર્તિ ઉપરનો શિલાલેખ જ કહી આપે છે. મૂર્તિના જમણા પગ પાસેનો લેખ આ પ્રમાણે છેઃ

"श्री चामुण्डराजं माडिसिदं" આ પંક્તિની ભાષા અને લિપિ બન્ને કાનડી છે. તેનો ભાવ બતાવવા તામિલમાં તેનો અનુવાદ એ પંક્તિની નીચે જ આપેલો છે. "श्री चामुण्डराजन [ शे ] य्व [ व ] इत्तां" અર્થાત્ "શ્રી ચામુણ્ડરાજે નિર્માણ કરી." આ ચામુંડરાય પોતે બીજા રાજા મારસિંહનો અને બીજા રાયમલ્લનો મંત્રી હતો. બીજા રાજા મારસિંહનું મૃત્યુ ઈ. સ. ૯૭૫માં થયું હતું. એ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે મંત્રી ચામુંડરાયનો સમય ઇસ્વીનો દસમો સૈકો ઠરે છે. એટલે એ મૂર્તિના નિર્માણનો સમય પણ એ દસમા સૈકાની અંદર જ આવવો જોઇએ. મંત્રી શ્રી ચામુંડરાયને લગતા બીજા કેટલાક પુરાવાઓ જોતાં અને તેના ઉપાસ્ય સૈદ્ધાંતિક સાર્વભૌમ મુનિ નેમિચંદ્રના ગ્રંથોમાં આવતા તેમજ બીજા ગ્રંથોમાં નોંધાયેલી એ મૂર્તિને લગતી હકીકત જોતાં એ મૂર્તિનો નિર્માણસમય ઇ. સ. ૯૭૮ થી ૯૮૪ નો ઠરે છે. મૂર્તિની નીચે શિલાલેખ છે. તેમાં એને 'ચામુંડરાયે બનાવેલી છે' એવું

સ્પષ્ટ લખાણુ છે. વળી તે લખાણુની લિપિ અને ભાષા બન્ને કાનડી છે. આવું ચોખ્ખું પ્રમાણુ હયાત છે છતાં ડોકટર સાહેબ એ મૂર્તિનો નિર્માતા સમ્રાટ્ પ્રિયદર્શિન છે એવું વિપર્યાસવાળું કહેવા તો લલચાયા છે પણ પ્રમાણ કે પુરાવા વિના તે મનાય જ કેમ ? શિલાલેખમાં વપરાયેલી કાનડી લિપિ અને કાનડી ભાષા એ બન્નેની વિદ્યમાનતા જે રૂપમાં શિલાલેખમાં છે તે જ રૂપમાં શું તે સમ્રાટ્ પ્રિયદર્શિનના વખતમાં હતી કે ? તેમનો પક્ષ 'હતી' હોય તો સમ્રાટના બીજા કોઈ લેખો એ જ લિપિ અને એ જ ભાષામાં ડોકટર-સાહેબને મળ્યા છે ખરા ? ખરું કહું તો 'માગધી લિપિ' અને 'ખરોષ્ઠી ભાષા' આવા શબ્દપ્રયોગ કરનારા ડોકટર મહાશય લિપિ અને ભાષાનો પણ ભેદ સમજતા નથી. વળી જેમને સંસ્કૃત, પ્રાકૃત, પાલી એવી કોઇ પ્રાચીન ભાષા સુદ્ધ આવડતી નથી તેમજ કોઇ પણ વૈદિક, જૈન વા બૌદ્ધ મૂળ વાઙ્મયનો મૌલિક અભ્યાસ કરવા જેટલી જેમની યોગ્યતા પણ નથી એવા આ મહાશય ઈતિહાસ લખવા બેઠા છે તે ઈતિહાસ તો નથી જ લખી શકવાના, પણ ઈતિહાસની સાચી હકીકતો ઉપર માત્ર પીંછી ફેરવી તેને વિપરીત રૂપમાં રજૂ કરવાના; એવું તો મૂર્તિ ઉપર કરેલા ગોટાળાદ્વારા જ જાણી શકાય છે.

વળી એ મૂર્તિના લેખમાં જે 'ચામુંડરાય' નું નામ છે તેનું તેઓ શું કરશે ? મૂર્તિની નગ્નતા જેમ તેમણે છુપાવી તેમ શું તેઓ એ નામ પણ છુપાવવા માગે છે ?

અરે ! બીજી વાત તો જવા દઈએ પણ એ મૂર્તિ ઉપર જે વેલો વીંટાય છે, મૂર્તિના ઢીંચણ સુધી રાફડાઓ ઊભા છે અને તેમાંથી સાપ નીકળતા જણાય છે એ બધાંને મૂર્તિ સાથે શો સંબંધ છે ? ભદ્રબાહુની મૂર્તિ માનતાં એ બધાંનો કોઈ ખુલાસો ડૉકટર પાસે છે ? કયાંથી હોય ? ખરી વાત એ છે કે મૂર્તિ ભરતચક્રવર્તીના ભાઈ મુનિ **બાહુબલિની** છે, જેમનું બીજું નામ ભુજબલિ પણ પ્રસિદ્ધ છે. બાહુબલિ જ્યારે મુનિ થયા ત્યારે તેઓ પોતાના પિતા શ્રી ઋષભદેવજી પાસે ન જતાં પોતાને ગમતે સ્થળે રહીને તપ કરવા લાગ્યા. તેમણે—બાહુબલિએ એમ ધારેલું કે હું કેવળજ્ઞાની થયા પછી જ શ્રી ઋષભદેવજી પાસે જઈશ, હમણાં જાઉં તો મારે મારા નાના ભાઈઓને નમવું પડે. આ અભિમાનના કારણથી તેઓએ તપ—બહુ કાળ સુધી આકરામાં આકરું તપ-કર્યું. તપ કરતાં કરતાં તેઓ એવી અડગ રીતે ધ્યાનસ્થ રહ્યા કે પક્ષીઓએ તેમને ઝાડનું ઠુંઠું જ માન્યા અને એમ માની તેમના શરીર ઉપર માળા ઘાલ્યા. વર્ષા આવતાં આસપાસની વેલો તેમના ઉપર ચડી અને આખા શરીરે વીંટળાઈ અને પગ પાસે મોટામોટા રાફડાઓ પણ જામી ગયા અને તેમાં મોટા ભુજંગો પણ રહેવા લાગ્યા. આ રીતે એ મૂર્ત્તિ ઉપરના બધા દેખાવોનો સંબંધ મુનિ બાહુબલિના જીવન સાથે બરાબર બંધ બેસે છે એટલે એ મૂર્તિ મુનિ બાહુબલિની જ છે, નહિ કે ભદ્રબાહુની.

વળી, જે મૂર્તિ બાબત ડૉકટરસાહેબ પોતાની કલ્પના દોડાવે છે તે મૂર્તિની ઊંચાઈ લગભગ ૫૭ ફૂટ છે. મૂર્તિની

ઊંચાઈ જેની તે મૂર્તિ છે તેને અનુરૂપ જ હોય એવો શિલ્પ-શાસ્ત્રનો નિયમ છે. પાંચ ફૂટ ઊંચા માણસની મૂર્તિ પચીશ કે પચાશ ફૂટ ઊંચી ન બનાવી શકાય, અને કોઇ એમ બનાવે તો એ શિલ્પની દૃષ્ટિએ ભ્રામક રચના જ કહેવાય. આ મૂર્તિની ઊંચાઇ જોતાં તેને માટે તેવી જ ઊંચાઇવાળા મનુષ્યને શોધવો રહ્યો. ‘ ભદ્રબાહુની મૂર્તિ છે ’ એમ કહેનાર ડોકટરસાહેબ ભદ્રબાહુની ઊંચાઈ કેટલી કલ્પતા હશે ? ત્યારે બાહુબલિની ઊંચાઇ જોતાં આ મૂર્તિની કલ્પના તેની ઊંચાઇને અનુરૂપ છે. બાહુબલિની ઊંચાઇ તેમના પિતાની પેઠે લગભગ પાંચશેં ધનુષ્ય જેટલી હતી અને પાંચશેં વાંભ ઊંચાઇ-વાળા એ બાહુબલિ મુનિની મૂર્તિ ૫૭ ફૂટ ઊંચી હોય તો બરાબર ઉચિત છે, પણ પાંચ કે ૭ હાથ ઊંચાઇવાળા શ્રી ભદ્રબાહુસ્વામીની મૂર્તિ આટલી ઊંચી ન ઘટી શકે.

આ રીતે મૂર્તિ ઉપરનો શિલાલેખ, મૂર્તિના શરીર ઉપર વેલડી વગેરેનું શિલ્પ અને મૂર્તિની ઊંચાઇ એ બધું તેને બાહુબલિની મૂર્તિ હોવાનું સાબિત કરે છે. આ બાબત વધારે પ્રમાણ અને પુરાવા જોવા હોય તો ‘ જૈન સાહિત્ય-સંશોધક ’ ( પ્રથમ ખંડ, પા. ૧૨૯–૧૪૩ )માં આવેલો ‘ दक्षिणभारत में ९वीं–१०वीं शताब्दी का जैनधर्म ’ એ વિગતથી ભરપૂર લેખ વાંચી લેવો.

ડોકટરસાહેબે એ મૂર્તિ બાબત બીજી એક હસવા જેવી કલ્પના કરી છે કે ‘ મૂર્તિ ઉપરનો લેખ તો પાછળથી લખા-યેલો છે અને મૂર્તિ તો રાજા પ્રિયદર્શિને બનાવેલી છે. ’

તેમની આ કલ્પના સર્વથા અસંગત છે, કારણ કે તે માટે તેમની પાસે એક પણ પ્રમાણ કે પુરાવો નથી.

વળી, બીજું એ કે તેમની એ હવાઈ કલ્પનાને સ્વીકારવામાં આવે તો અત્યારે જેટલી મૂર્તિઓ છે તે બધી ય મહાભારતની પ્રાચીનતા કરતાં ય વધારે પ્રાચીન કહી શકાય, કારણ કે ડૉકટરસાહેબની કલ્પના પ્રમાણે તે દરેક મૂર્તિ ઉપર લેખો છે તે બધા પછી જ લખાયા છે. જગતમાં ઇતિહાસનો વિધ્વંસ કરે એવાં પણ ભેજાં છે એ વાત આ ડૉકટરશાહી ઇતિહાસ વાંચ્યા પછી સ્વીકારવી જ જોઈએ.

૨

ડૉકટરમહાશય આ એક બીજી શોધ (!)—કે જે આજ સુધીમાં કોઇ પણ વિદ્વાને નથી કરી—કરતાં લખે છે કે: "પાર્શ્વનાથ પોતે ચાર મહાવૃત્તો[૧]ની પ્રરૂપણા કરતા હતા. ગૌતમબુદ્ધે પોતે પ્રચાર કરેલા બૌદ્ધધર્મમાં પણ ચાર વૃત્તો-( જેને તે ધર્મના ગ્રંથોમાં अण्हय કહેવામાં આવ્યા છે )નો જ ઉપદેશ આપ્યો છે." (પ્રાચીન ભારતવર્ષ પૃ. ૧૪, ટિ. ૧૨)

ઉક્ત લખાણમાં ડૉકટરમહોદય 'મહાવ્રતો' અને 'अण्हय' એ બન્નેને એક જ સમજતા લાગે છે, અને તેમની આ સમજણ અંધકારને પ્રકાશ અને પ્રકાશને અંધકાર કહેવા જેવી અપૂર્વ વિલક્ષણ છે. એમ છે તેથી તેને અપૂર્વ શોધ જ કહેવાય ને ? અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ એ

૧. જેવું છપાએલું છે તેવું જ લખ્યું છે.

ચાર મહાવ્રતો છે, જેનું બીજું નામ સંવર છે. સંવર એટલે પાપને રોકવાની પ્રવૃત્તિ. એ ચારે મહાવ્રતો પાપને રોકે એવાં છે માટે જ એ સંવરરૂપ પણ છે. આથી ઊલટું હિંસા, અસત્ય, ચૌર્ય અને પરિગ્રહ એ ચાર પાપવૃત્તિઓ છે, જેનાં જૈન અને બૌદ્ધ દર્શનમાં આસ્રવ અને આસ્નવ એવાં બીજાં બે નામ પ્રસિદ્ધ છે. આસ્રવ કે આસ્નવ એટલે કૂંડીમાંથી જેમ પાણી ચૂયા કરે તેમ જે પ્રવૃત્તિ અર્થાત્ હિંસા વગેરેની પ્રવૃત્તિ. 'આસ્રવ'માં મૂળ ધાતુ 'स्रु' છે અને 'આસ્નવ'માં મૂળ ધાતુ 'स्नु' છે. એ બન્ને ધાતુનો અર્થ ઝરવું—ટપકવું—ચૂવું થાય છે. 'આસ્રવ'નું પ્રાકૃત રૂપ 'આસવ' થાય છે, અને 'આસ્નવ'નું પ્રાકૃત રૂપ 'અણ્હવ કે અણ્હય' થાય છે. અર્થાત 'અણ્હય' શબ્દ આસ્રવનો પર્યાય છે, અને તે હિંસા, અસત્ય, ચૌર્ય, પરિગ્રહ વગેરે પાપપ્રવૃત્તિ-ઓનો સૂચક છે. ત્યારે ડૉકટરમહાશય એ પાપપ્રવૃત્તિના સૂચક 'અણ્હય' શબ્દને ચાર મહાવ્રતો—અહિંસા, સત્ય, અસ્તેય અને અપરિગ્રહનો સૂચક કહીને એક તદ્દન નવી જ શોધ કરે છે એમ જ કહેવાય ને ?

જૈનોના અંગસૂત્ર પ્રશ્નવ્યાકરણસૂત્રમાં એ 'અણ્હય' શબ્દ આસ્રવ અર્થમાં વપરાયેલો પણ છે. 'પાઇઅસદ્દમહ-ણ્ણવ'ના સંકલક પંડિત હરગોવિંદદાસ પણ 'અણ્હય' શબ્દને ઉક્ત આસ્રવ અર્થમાં જ જણાવે છે:

अण्हग } [आश्रव] कर्मबंध के कारण हिंसादि.<br>
अण्हय }

મારે, ડૉકટરસાહેબે લગાવેલાં કેટલાં ગપ્પાં બતાવવા ? ડૉકટરસાહેબ લખે છે કે–' **બુદ્ધદેવની માતાનું નામ યશોધરા** ' ( પ્રાચીન ભારતવર્ષ પૃ. ૧૨ ) છે જ્યારે ખરી રીતે તે **બુદ્ધદેવની સ્ત્રીનું નામ યશોધરા છે. સ્ત્રીને માતા ઠરાવવી એ પણ એક અપૂર્વ શોધ જ છે ને ?**

બુદ્ધદેવના શિષ્યોના નામ જણાવતાં ડૉકટરમહાશય ' જલાયન ' ( પ્રાચીન ભારતવર્ષ, પૃ. ૧૪ ) નામ જણાવે છે. ઉપરાંત તેઓ પોતાની એક ટિપ્પણીમાં લખે છે કે " કેટલાંક બૌદ્ધ ગ્રન્થોમાં જળાયન લખ્યું છે. " ( પ્રાચીન ભારતવર્ષ, પૃ.૧૧, ટિપ્પણ ૩૮ તથા પૃ. ૬ ટિપ્પણ ૧૨. )

ડૉકટરસાહેબે ' જલાયન ' નામની નવી શોધ તો કરી, પણ તે તેમણે કયા બૌદ્ધ ગ્રન્થોમાંથી મેળવ્યું છે તે લખવાની તેમને જરૂર નથી જણાઈ. નામ તો **મોગલાન** અથવા **માદ્ગલ્યાન** છે, પણ લિપિશાસ્ત્રવિશારદ (?) ડૉકટરસાહેબે તેને ' જલાયન ' વાંચ્યું જણાય છે અને એવું ઊલટું વંચાય ત્યારે જ નવીન શોધ થઇ શકે ને ? ડૉકટરના ઇતિહાસમાં બુદ્ધદેવની માતાનું નામ યશોધરા છે એ વાત ઉપર આવી ગઇ, પણ બીજી નવી વાત એ છે કે તેઓ **બુદ્ધદેવની સ્ત્રીનું નામ ' યશોદા ' પણ જણાવે છે.**

" ઉમરે આવતાં સારા **ખાનદાન કુટુંબની 'યશોદા' નામે** ક્ષત્રિયકન્યા સાથે પાણિગ્રહણ કરાવ્યું હતું. "

( પ્રાચીન ભારતવર્ષ, પૃ. ૧૦, તથા પૃ. ૧૩ )

ડૉકટરસાહેબ લખે છે કે—" કેશિ નામના મુનિ થયા હતા તે કોશલપતિ રાજા પ્રસેનજિત—બૌદ્ધ ગ્રન્થના રાજા પસાદિના ધર્મગુરુ હતા."—(પ્રાચીન ભારતવર્ષ, પૃ. ૫) ડૉકટરસાહેબ તેમના લખાણુ માટે જવાબદાર છે ખરા ? જવાબદાર હોય તો તેમણે કેશિ મુનિ અને રાજા પ્રસેનજિત વગેરેનો ઉપર્યુક્ત જે સંબંધ બતાવ્યો છે તે માટે તેમની પાસે કાંઈ પ્રમાણ છે ખરું ? હોય તો તે તેમણે ઉક્ત લખાણમાં કેમ ટાંકયું નથી ? કોઈ પણ જૈન કે બૌદ્ધ ગ્રન્થમાં કેશી મુનિ અને રાજા પ્રસેનજિતના કે પસાદિના સંબંધને લગતી વાત જ નથી આવતી. બૌદ્ધોના દીઘનિકાયમાં पायासि सुत्तंतમાં રાજા પાયાસિ અને કુમાર કાશ્યપનો સંબંધ આવેલો છે અને જૈનોના रायपसेणियसुत्तમાં રાજા પએસિ અને કેશિકુમારના સંબંધની વાત આવે છે, પણ કોઈ સ્થળે પસેનજિત વા પસાદિની સાથે કેશિ મુનિની હકીકત જ મળતી નથી. ત્યારે આવી નિરાધાર વાત લખીને શું તેઓ પોતાના ઈતિહાસની શોભા વધારવા ચાહે છે ? અથવા એમની પાસે ઉક્ત લખાણુ માટે કોઈ પુરાવો હોય તો જરૂર પ્રકટ કરવા કૃપા કરે.

વળી, 'પ્રાચીન ભારતવર્ષ'ને છઠ્ઠે પાને તેમણે કેશિમુનિની જે પાંચ પેઢીઓ બતાવી છે તે કઇ પટ્ટાવળીના આધારે ? જે પટ્ટાવાળી ઉપરથી એ પેઢીઓ બતાવી છે તે પટ્ટાવળી કેટલી પ્રાચીન છે ? કોણે બનાવેલી છે ? અને ઇતિહાસની કોટિમાં એ પટ્ટાવળી મૂકી શકાય એવી છે ખરી ? ડૉકટર સાહેબ જવાબ દેવા જરૂર તસ્દી લેશે.

૩

ડૉક્ટર સાહેબ લખે છે કેઃ-' વળી સુદર્શન તળાવની પ્રશસ્તિમાં શાલિશુકનું નામ જોડાયેલું છે."

( પ્રાચીન ભારતવર્ષ પૃ. ૩૯૬ )

આ બાબત વિષે મારે જણાવવું જોઇએ કે ડૉક્ટર મહાશય જે પ્રશિસ્તનો ઉલ્લેખ કરે છે તે રુદ્રદામનનો લેખ જ છે. એ લેખ અનેક સ્થળે મુદ્રિત થયેલો છે. ફાર્બસ સભાવાળા 'હિસ્ટોરિકલ ઈન્સ્ક્રીપશન ઑફ ગુજરાત' ભાગ ૧ નામના પુસ્તકમાં તથા ભાવનગર મહારાજા તરફથી પ્રકાશિત થયેલા 'પ્રાકૃત, સંસ્કૃત, ઈન્સ્ક્રીપશન' નામના શ્રી પિટર્સન સંપાદિત ગ્રન્થમાં એ આખો લેખ પંક્તિવાર છપાયેલો છે. તેની બધી મળીને વીશ પંક્તિઓ છે. તેમાં વિશેષ નામો તરીકે ચષ્ટન, રુદ્રદામન, મહાક્ષત્રપ ઇત્યાદિ નામો મેં જોયેલા છે; પણ એ લેખમાં કોઇ સ્થળે વા કોઇ પંક્તિમાં 'શાલિશુક'નું નામ મારા વાંચવામાં આવ્યું નથી. તમારો પૃ. ૩૯૬ વાળો ઉપર્યુક્ત ઉલ્લેખ વાંચી મેં એ લેખને ફરીફરીને વાંચી જોયો. તેના અનુવાદો અને તે ઉપરની ટિપ્પણીઓ પણ ઘણી જ સૂક્ષ્મતાથી વાંચી જોઇ, છતાં મારી નજરે એ લેખમાં કયાંય 'શાલિશુક'નું નામ ન ચડયું તે ન જ ચડયું, એટલું જ નહિ પણ એ લેખના સંપાદકો અને વિવેચકોની નજરમાં પણ 'શાલિશુક' નું

નામ નથી આવ્યું; તો પછી તે તમારી નજરમાં શી રીતે ચડી આવ્યું ? તમે એમ જણાવ્યું હોત કે રુદ્રદામનના લેખમાં અમુક પંક્તિમાં ‘ શાલિશુક ’ના નામનો ઉલ્લેખ છે; પણ તમે તો પ્રમાણ કે પુરાવા આપવાના શપથ લીધા છે. પણ મહાનુભાવ, આમ તે કંઈ ઈતિહાસ લખાતો હશે ? તમે હવે આ વાત વેળાસર જણાવી નાખો કે રુદ્રદામન-વાળા લેખમાં ‘ શાલિશુક ’નું નામ અમુક પંક્તિમાં આવેલું છે. નહિ જણાવો તો તમે કલ્પિત વાતો હંકારો છો એ કહેવું જરા ય વધારે પડતું નથી. વળી એ લેખ બાબત તમે એક બીજી પણ કુચેષ્ટા કરી છે. તે એ કે, “ પ્રશસ્તિના બે વિભાગ છે ઇત્યાદિ—” ( પ્રાચીન ભારતવર્ષ, પૃ. ૩૯૬ ) **એ લેખ એક અખંડ લેખ છે, તેના બે ભાગ જ નથી.** અત્યાર સુધીના બધા શોધકોએ એ લેખને એક અખંડ જ જણાવેલો છે. તેમાં લિપિ કે ભાષાનું અંતર નથી. આમ છતાં ય તમે બે ભાગ શી રીતે કલ્પો છો ? તમારી કલ્પનાની પુષ્ટિ માટે તમે કશું પ્રમાણ પણ આપ્યું નથી. આ ઉપરાંત ડૉકટરમહાશયે એ રુદ્રદામનના લેખ બાબત બીજી પણ અનેક અનર્ગલ કલ્પનાઓ ( પૃ. ૩૯૩–૩૯૭ ) ચીતરી મૂકી છે કે જે કલ્પનાનું નથી મોં કે નથી માથું. આમ વિના પુરાવાથી લખનારને વારંવાર શું કહેવું ?

૪

ડૉકટરસાહેબની ચાલાકીની શી વાત કરું ? એક તો તેઓ જે અક્ષરો જ્યાં ન હોય તેને ત્યાં વાંચી કાઢે છે,

અથવા જ્યાં જે અક્ષરો તેમને અનુકૂળ ન હોય તેને બદલે બીજા અક્ષરો ગોઠવી કાઢી પોતાના ઇતિહાસનો ચમત્કાર બતાવે છે. ' ભીલ્સા ટોપ્સ ' નામના પુસ્તકનું નામ આપી તેઓ તેમાંના લેખો વિષે લખતાં જણાવે છે કે, " તેમાંના એક ઉપર મહાકશપ શબ્દ છે " ( પ્રાચીન ભારતવર્ષ પૃ. ૧૯૪ ) આ મૂળ લેખ ' એપિગ્રાફિઆ ઇન્ડિકા ' ભાગ ૧૦ નંબર ૬૫ " ઉપર આવેલો છે અને આ બાબત ' ગાઇડ ઓફ સાંચી ' નામના પુસ્તકમાં ( પૃ. ૧૩૬ ) પણ જણાવેલ છે તથા રાધાકુમુદ મુકરજીના ' અશોક ' નામના ગ્રન્થમાં ( પૃ. ૩૫ ) અને भारतीय इतिहास की रूपरेखा भाग २ નામના હિંદી ભાષાના ઈતિહાસ ગ્રંથમાં ( પૃ. ૫૯૨ ) પણ વિગતવાર હકીકત આવેલી છે, છતાં કયાંય એ મૂળ લેખમાં ' મહાકશપ ' શબ્દ જ નથી પણ માત્ર ' કાસપ ' શબ્દ જ છે. સન ૧૯૩૪ ની આવૃત્તિવાળા મહાવંશમાં ( પૃ. ૧૯ ) " सपुरिस (स) कासपगोतस हेमावताचरियस " આવો પાઠ છે. વાચકો જોઇ શકશે કે એ પાઠમાં કયાંય ' મહા ' શબ્દ છે ? વળી ઉક્ત લેખમાં ' મહા ' શબ્દ ઉમેરી ડૉકટરસાહેબ તેનો ' ભગવાન મહાવીર ' એવો અર્થ કરવા માગે છે, પણ ' मूलम् नास्ति कुतः शाखा ? ' જ્યાં લેખમાં ' મહા ' શબ્દ જ નથી ત્યાં તે દ્વારા ' મહાવીર ' અર્થ કલ્પાય જ કેમ ?

ડૉકટરસાહેબ લખે છે કે-" મસ્કિના લેખમાં अशोकस्स શબ્દ સ્પષ્ટપણે દેખાય છે. × × × પણ આ વિદ્વાનને નમ્રપણે પૂછવાનું કે, વાકયમાં તો અશોક શબ્દનો પ્રયોગ પ્રથમા

વિભક્તિમાં થયેલ છે એટલે તે શબ્દ કર્તા તરીકે લેખવાનો છે. જ્યારે अशोकस्स શબ્દ તો છઠ્ઠી વિભક્તિનો શબ્દ છે. તો શું છઠ્ઠી વિભક્તિનો શબ્દ કોઈ કાર્યનો કર્તા થઈ શકે ખરો ? તેમ બીજી મુશ્કેલી એ છે કે अशोकस्स શબ્દ પછી થોડીક જગ્યા ખાલી છે ત્યાં કયા શબ્દ ગોઠવવા ધારો છો ? મારી માન્યતા એમ છે કે આ ખાલી જગ્યામાં જે શબ્દ હોય તે જ કર્તા તરીકે એટલે કે પ્રથમા વિભક્તિના શબ્દ તરીકે હોવો જોઇએ અને તે શબ્દ કાં તો पौत्र અથવા अनुज કે वंशज હોવા સંભવ છે, એટલે આખું વાક્ય अशोकस्स पौत्र એમ વાંચી શકાય. " ( પ્રાચીન ભારતવર્ષ, પૃ. ૪૨ )

ઉપર્યુક્ત લખાણમાં ડૉકટરસાહેબે પોતાની બુદ્ધિના અને વ્યાકરણના જ્ઞાનના ચૂરા કરી નાખ્યા છે અને પેલી ખાલી જગ્યા જોતાં તેમણે જે કલ્પના કરી છે તે તો તેમની કુશાગ્ર બુદ્ધિને જ સૂઝે એવી છે.

ડૉકટરસાહેબ વ્યાકરણ કેટલું ભણ્યા છે તે તો હું જાણતો નથી, પણ ' अशोकस्स ' માં છઠ્ઠી વિભક્તિ જોઈને તેમને કશી મૂંઝાવાની જરૂર નહોતી. ગૂજરાતી ભાષામાં ' આ ચોપડી મારી લખેલી છે ' એ વાક્યમાં ' મારી ' એ કર્તા છે અને તે છઠ્ઠી વિભક્તિમાં આવેલ છે. તે જ રીતે સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં કોઇ પણ કર્તાસૂચક શબ્દ છઠ્ઠી વિભક્તિમાં જરૂર આવી શકે છે. જેમ ' हरिभद्रस्य कृतिः हेमचंदस्स किई ' એટલે કર્તામાં છઠ્ઠી વિભક્તિ નથી આવતી

માટે ' अशोकस्स ' ની છઠ્ઠી વિભક્તિનું શું થશે—એવી કલ્પનાને જરા ય અવકાશ નથી. ડૉકટરસાહેબ વ્યાકરણ ન ભણ્યા હોય તો હવે જરૂર ભણી લે અને ' विवक्षातः कारकाणि ' તથા ' कृतः कर्तरि षष्ठी' એ બધા નિયમો કંઠસ્થ કરી રાખે. તેમનો જે આ પ્રસ્તુત કલિયુગી ઇતિહાસ લખાય છે તેમાં તેમને એ કંઠસ્થ કરેલું વ્યાકરણ ઘણું કામ આવશે. વળી ખડક ઉપરના ઉકત લેખમાં થોડી ખાલી જગ્યા ભાળી ડૉકટરસાહેબ અદ્‌ભુત કલ્પના ચલાવી રહ્યા છે અને ત્યાં નવાનવા શબ્દો ઉમેરવા પોતાની બુદ્ધિને કસી રહ્યા છે, પણ તેમને હજુ ખડકલેખનો અનુભવ જ નથી. હું તો એમ પણ કહી શકું છું કે જે ખડકલેખ વિશે તેઓ આ ઉટપટાંગ કલ્પના દોડાવી રહ્યા છે તે તેમણે જાતે વાંચ્યો હોય કે જોયો હોય એ પણ સંભવિત નથી જણાતું; કારણ કે તેમને બ્રાહ્મી લિપિ કે પાલી ભાષા બેમાંનું એકે આવડતું નથી. માત્ર તેમની શકિત તો ઉટપટાંગ ચીતરવાની જ છે. ખડકલેખોમાં જ્યા રાખવામાં આવે છે ત્યાં કોઇ નામ રહી ગયું છે, વા ત્યાં કોઇ નવું જ નામ ઉમેરવાનું છે એવી કલ્પનાને સારુ નહિ જ; પરંતુ ખડકોની સપાટી કેટલેક ઠેકાણે સમ હોય છે અને કેટલેક ઠેકાણે વિષમ : અર્થાત્ ખાડાખડિયાવાળી હોય છે; એટલે ખડકની સમ સપાટી ઉપરનો અક્ષર સારી રીતે અને સહેલાઇથી કોતરી શકાય અને જ્યાં ખડકની સપાટી ખાડાખડિયાવાળી, ઊંડી કે ઉપસેલી વા ઝીણીઝીણા ખાડાવાળી હોય તેના ઉપર અક્ષરો સારી રીતે

કોતરી જ ન શકાય, અને આ એક જ કારણથી ખડકોના લેખોમાં વચ્ચેવચ્ચે ખાલી જગ્યા છોડવામાં આવે છે. આ હકીકત ખડક લેખકનો અભ્યાસી સારી રીતે જાણી શકે એમ છે, પણ આપણા ડૉકટરસાહેબને ઇતિહાસજ્ઞાનનો સ્પર્શ પણ નથી એટલે તેઓ એ ખાલી જગ્યા જોઇ કોઇ પણ ઇતિહાસમાં નવું નામ ઉમેરવા લલચાય જ ને? પણ ઇતિહાસમાં નવું નામ ઉમેરવા જતાં કેટલી વીસે સો થાય છે એની તેમને ખબર જ નથી!

૫

લખાણ બહુ લાંબું થયું છે, હવે તો તેને ટુંકાવવા જ ધારું છું. છેક છેલ્લે આપણા ડૉકટરસાહેબની એક તદ્દન નવી જ શોધ વિશે જણાવી વાચકોનો કંટાળો ઓછો કરીશ.

ડૉકટરસાહેબ જણાવે છે કે: "અત્યાર સુધી જૈન પ્રજામાં એમ માનવામાં આવે છે કે શ્રી મહાવીરનું નિર્વાણસ્થાન-મોક્ષકલ્યાણક—બંગાળ ઇલાકામાં આવેલ પાવાપુરી છે. જો કે તે માટે કોઇ ઐતિહાસિક પુરાવો કોઇ તરફથી રજૂ કરાતો નથી જ"—(પ્રાચીન ભારતવર્ષ, પૃ૦ ૩૭૧). ઉક્ત લખાણ ઉપર ટિપ્પણ કરતાં ડૉકટરમહાશય જણાવે છે કે: "આ તીર્થ માટે શ્વેતામ્બર દિગમ્બર બન્નેએ તે મંદિર પોતાની માલિકીનું છે, એમ સાબિત કરવા કોર્ટે ચડી, લાખો રૂપિયાની ધૂળધાણી કરી નાંખી છે; પણ **ખરી રીતે** તે જગ્યા **મોક્ષ-કલ્યાણકની ભૂમિ જ નથી.**"—(પ્રાચીન ભારતવર્ષ, પૃ. ૩૭૧, ટિપ્પણ ૫૪મું.)

ડૉક્ટરસાહેબની આ શોધે તો કમાલ કરી છે. અને જૈન આગમની વાણીને પણ અન્યથા કરી નાંખી છે. જૈનોના પ્રસિદ્ધ સૂત્ર કલ્પસૂત્રમાં લખેલું છે કેઃ—

" एगं पावाए मज्झिमाए हत्थिवालस्स रन्नो रज्जुगसमाए अपच्छिमं अंतरावासं वासावासं उवागए ॥ १२२ ॥"

( કલ્પસૂત્ર મૂળ )

અર્થાત્—" ભગવાન મહાવીરે પોતાનું તદ્દન.છેલ્લું ચોમાસું મધ્યમપાવામાં રાજા હસ્તિવાલની રજ્જુકસભામાં કરેલું. "

આ પાવા અથવા પાવાપુરી તે હાલ બિહાર પાસે આવેલી છે અને ભગવાન મહાવીરનું નિર્વાણસ્થળ પણ એ જ છે. એ માટે સૌથી પ્રબળ પુરાવો કલ્પસૂત્રનો ઉપર્યુક્ત ઉલ્લેખ જ છે અને વધારામાં એ માટેનો આચાર્ય ગુણચંદ્રના મહાવીર ચરિત્રનો ઉલ્લેખ, આચાર્ય હેમચંદ્રના મહાવીર ચરિત્રનો ઉલ્લેખ તથા શ્રી જિનપ્રભાસૂરિનો અપાપાબૃહત્કલ્પ વગેરે ઉપરાંત પ્રાચીન તીર્થમાળાઓના પણ સંખ્યાબંધ પુરાવા છે, છતાં ડૉકટરસાહેબ ફરમાવે છે કે "તે માટે કોઇ ઐતિહાસિક પુરાવો કોઇ તરફથી રજૂ કરાતો નથી જ". જે સ્થળના નિર્ણય માટે આટલા પુરાવા છતાં ડૉકટરસાહેબ તેમાંનો એક પણ પુરાવો જોઇ શકતા નથી એ કેવી તેમની દિવ્યદૃષ્ટિ છે ? ? ? ડૉકટરસાહેબ જણાવે છે કે–' પાવાપુરી ' શબ્દ ખોટો લખાયો છે. તેને માટે પુરાવો તેમની પાસે કયો

નથી પણ તેમની નિર્મૂળ કલ્પના જ છે. તે બાબત લખતાં તેઓ લખે છે કે: "જો કે જૈનશાસ્ત્રોમાં તો આ નગરીવાળા ભાગને પાવાપુરી તરીકે ઓળખાવી છે પણ તે સ્થાને શ્રી મહાવીર જેવા જૈન વિભૂતિના પ્રાણ હર્યા તે માટે તેને પાપાનગરી કહી દીધી છે. × × × પણ ખરી રીતે તો તે વિદિશા નગરીની પૂર્વદિશામાં આવેલું એક પરું જ છે અને તેથી કવિ સમયસુંદરે બનાવેલી ગાથા પ્રમાણે પૂર્વ વિદિશા पावापुरी ऋद्धे भरी रे–તે કડી સાચી છે. **પાવાપૂરીને** બદલે **પર્વતપૂરી શબ્દ હશે** કે ? કેમકે આ સ્થાનની ચારે બાજૂ પર્વતમાળા જ આવી રહી છે. અને તેથી લખનારે પર્વતપૂરી લખી હોય પણ નકલ કરનારે 'પર્વત' શબ્દને બદલે 'પાવા' વાંચી પાવાપૂરી લખી દીધું હોય."–(પ્રાચીન ભારતવર્ષ, પૃ૦ ૧૯૬, ટિ૦ ૧૨૪મું.)

આ ટિપ્પણમાં તો ડૉકટરની બુદ્ધિનું એટલું બધું ઉડ્ડયન છે કે એટલું ઉડ્ડયન બીજો કોઇ કરે તો તેનો શ્વાસ જ રૂંધાય; પણ ધન્ય છે એ ડૉકટરને કે જે જેમ ફાવે તેમ બુદ્ધિનું તાંડવ કરી રહ્યા છે!

પ્રથમ તો "પર્વતપૂરી' એવા સુંદર શબ્દની કલ્પના અને પછી કોઈ લખનારે 'પર્વત'ને બદલે 'પાવા' લખી દીધું છે એવી વળી સુંદરતમ કલ્પના! હું પૂછું છું કે શું આગમકાળથી માંડી અત્યાર સુધીના બધા ગ્રન્થ લખનારા, વિવેચકો, ટીકાકારો, ચરિત્રકારો, પ્રબંધકારો, કલ્પકારો અને નકલ લખનારા લેખકો બધા ય ભીંત ભૂલ્યા છે?

ડૉકટરસાહેબ! તમારી સ્વચ્છંદ બુદ્ધિ ઉપર કાબૂ રાખો અને કોઇ પણ પુરાવા બતાવ્યા સિવાય આવી ઉટપટાંગ પ્રતિભાનું પ્રદર્શન ન કરો. મને ભય છે કે આ ઇતિહાસ લખનારને કોઈ ધત્તુરાના મિત્ર તરીકે ન ઓળખે. જ્યાં તીર્થકલ્પમાં પાવાપુરીનો કલ્પ છે ત્યાં એમ પણ જણાવેલું છે કેઃ—

"मज्झिमपावाए पुव्विं अपावापुरि त्ति नामं आसि । सक्केण पावापुरि त्ति नामं कयं जेण इत्थ महावीरसामी कालगओ । इत्थेव य पुरीए वइसाहसुद्धइक्कारसीदिवसे जंभिअगामाओ रत्ति बारसजोअणाणि आगंतूण पुव्वण्हदेसकाले महासेणवने भगवया गोअमाई गणहरा पंडिअगणपरिवुडा दिक्खिआ प्पमुइआ । "

વિવિધ તીર્થકલ્પ, પૃ. ૪૪ સિંઘી ગ્રંથમાળા

અર્થાત્—"જે મધ્યમ પાવાનગરીમાં ભગવાન મહાવીર કાળધર્મ પામેલા તે નગરીનું અસલ નામ અપાવાપૂરી હતું, પણ ભગવાનના કાળધર્મ પામવાથી શક્રે તેને પાવાપૂરી કહી. વળી, વૈશાખ શુદ એકાદશીને દિવસે જંભિય ગામથી બાર યોજન એક રાતમાં ચાલીને ભગવાન અહીં આવેલા અને અહીં આવી તેમણે ગૌતમ વગેરેને પ્રતિબોધ કરી દીક્ષિત કરેલા."

આ ઉલ્લેખમાં તો એ પણ સ્પષ્ટ જણાવેલું છે કે, જંભિય ગામથી પાવાપુરી બાર યોજન છેટી હતી. વળી આ જંભિય ગામ ઋજુવાલુકા નદીની પાસે હતું. ઋજુવાલુકાનું આજનું નામ અજયા નદી છે અને જંભિયનું આજનું નામ જમગ્રામ છે. આ બન્ને સ્થળો પૂર્વ દિશામાં અત્યારે

પણ વિદ્યમાન છે અને ભગવાન મહાવીરનું નિર્વાણ તે જંભિય પાસેની પાવાપુરીમાં જ થયું હતું એ શક વિનાની વાત છે.

ડૉકટરસાહેબ વળી શ્રી સમયસુંદરજીનો એક બીજો અજબ પુરાવો આપે છેઃ

" पूर्व विदिशा पावापूरी ऋद्धि भरो रे "

—પ્રાચીન ભારતવર્ષ.

મને લાગે છે કે ડૉકટરમહાશય આ કડીનો અર્થ જ સમજ્યા નથી અને સમજ્યા હોય તો તેમણે જાણી જોઈને જ વિપર્યાસ કરેલો છે. શ્રી સમયસુંદરજીનું એક સ્તવન તીર્થમાળાને લગતું છે. તેમાં તેમણે જૈનોનાં લગભગ બધાંય મુખ્ય તીર્થોને યાદ કર્યાં છે. તેમાં તેઓએ ઉપરની કડી મૂકેલી છે. તે કડીનું ખરું વાંચન આ પ્રમાણે છેઃ—

" पूरव दिशि पावापुरी रिद्धे भरी रे
मुगति गया महावीर तीरथ ते नमुं रे

—તીર્થમાળા સ્તવન, ૬ ઠ્ઠી કડી.

આનો અર્થ એ જ છે કેઃ " પૂર્વ દિશામાં ઋદ્ધિવાળી પાવાપુરી નગરી છે અને ત્યાં ભગવાન મહાવીર નિર્વાણ પામ્યા છે માટે તે તીર્થને નમન કરું છું. " આવો ચોખ્ખો અર્થ છતાં ય ડૉકટરસાહેબ ' पूरव दिशि ' શબ્દમાંના ' पूरव ' ને ' पूर्व ' બનાવી વળી એક નવો ' वि ' ઉમેરી અને ' वि ' ને ' दिशि ' શબ્દ સાથે જોડી દઈ ' विदिशि ' બનાવી

અને તેને પોતાની કલ્પના પ્રમાણે 'विदिशा' બનાવે છે અને તે વિદિશાનો અર્થ હાલની 'ભિલસા' એટલે 'સાંચી પાસેની નગરી' એવો અર્થ કરે છે. અને એમ અર્થ કરી એમ બતાવવા માગે છે કે, તે ભિલસામાં એટલે સાંચીમાં ભગવાન મહાવીરનું નિર્વાણ થયું હતું. શી ગજબ કલ્પના, કેવી અદ્ભુત શોધનશકિત અને કેટલું બધું બિનજવાબદારપણું !

સ્થાનાભાવને લીધે જ મેં આ પાંચ મુદ્દાઓ જણાવ્યા છે. બાકી તો એ ડૉકટરશાહી ઇતિહાસમાં એક લીંટી પણ સાચી હોય એમ મને તો જણાતું નથી. જે 'સાચોર' મારવાડમાં આવેલું છે તેને આ ભાઈ 'સાંચી' કહે છે એટલું જ નહિ, પણ 'સાચોર'ની પોતાની કલ્પના બંધ બેસાડવા 'સાંચી' બદલે 'સંચયપૂરી' શબ્દ શોધી કાઢે છે અને પછી એ 'સંચયપૂરી' ની સરખામણી 'સાચોર' સાથે કરે છે. 'સાચોર' વિષે જે જે હકીકતો જૈન સાહિત્યમાં મળે છે તેમનું તેમને ભાન જ કયાંથી હોય ? તેઓ 'સત્યપુર' નો કલ્પ વાંચે એટલે બસ. પણ તે વાંચે કયાંથી ? જેમને મૂળ ભાષા જ નથી આવડતી તેઓ બિચારા ગમે તેમ ઉટપટાંગ લખે અને તેને ઇતિહાસનું નામ આપી અજ્ઞાનીઓને ભ્રમણામાં નાખે એ સિવાય બીજું શું કરી શકે? બીજું તો કાંઈ નહિ પણ આ વીસમી સદીમાં આવું તદ્દન જૂઠાણું ચલાવનારા દંડિત થતા નથી એ પણ અજબ જેવું તો ખરું જ ને ? અથવા આપણી ગુલામી દશા જ એ માટે જવાબદાર છે એ કહેવું બરાબર છે.

થોડા દિવસો પહેલાં પં. બેચરદાસ જે મારા ચિરપરિચિત છે અને મારા પૂજ્યપાદ ગુરુશ્રી વિજયધર્મસૂરિના શિષ્ય હોઈ મારા સતીર્થ્ય છે તેઓ શિવગંજ આવેલા. તેમની સાથે મેં આ ઇતિહાસની વાત કરી. તેમણે કહ્યું કે: " એ **ઇતિહાસ વિષે કશું જ લખવા જેવું નથી. જે ગ્રન્થની એક પણ કલ્પના સાચી ન હોય તે વિશે શું લખવું ! મારે મન તો એ ઇતિહાસ જ નથી; પણ માત્ર પાખંડ છે અને અંધશ્રદ્ધાળુ લોકોને ભ્રાન્તિમાં નાખનારું પુસ્તક છે.** "

આ તેમનો અભિપ્રાય જાણ્યા પછી પણ મેં તેમને એ ઇતિહાસ બાબત લખવાની મારી પોતાની ઇચ્છા બતાવી અને તે કામમાં સહકાર આપવા ખાસ પ્રેરણા કરી. પંડિતજીએ મારા આ લેખમાં પોતાનો પ્રામાણિક સહકાર આપ્યો છે અને તે દ્વારા અમારું સતીર્થ્યપણું વિશેષ સ્નિગ્ધ બન્યું છે.

હવે પછી પણ યથાવકાશે એ ઇતિહાસના બીજા અનેક મુદ્દાઓ ઉઘાડા પાડવા વૃત્તિ છે અને બનશે તો એ બાબત એક સ્વતંત્ર પુસ્તક જ લખવાનું મન છે.

પરમાત્મા સૌને સન્મતિ આપો અને સત્ય તરફ વાળો.



# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૭ | Bārabar | Barābar |
| ૧૩ | ૩ | Vol. 7, | Vol. 1, |
| ૧૪ | ૯ | વર્ષ | વર્ષે |
| ૨૦ | ૩ | मुनिमदै | मुनिभेदे |
| ૨૧ | ૧૮ | ત્રીજા | ત્રીજાના |
| ૨૫ | ૩ | કરાયા | કર્યો |
| ૨૯ | ૩ | गोनर्दीयेः | गोनर्दीये |
| ૩૨ | ૧૬ | By C. A. G. I. | A. G. I. |
| ૩૫ | ૨૦ | સમરાવીને | સમરાવી |
| ૪૧ | ૬ | Vimalcharan Low | Bimala Charan Law |
| ૪૮ | ૧૮ | H. C. T. I. P. 181 | On Yuan Chwang Vol. II, P. 181. |
| ૮૩ | ૩ | સ્ટેટનું | સ્ટેટના |
| ૮૫ | ૨૨ | Epigraphica | Epigraphia |
| ૯૮ | ૧૪ | જાણવાનું કે | જણાવવાનું કે– |
| ૧૦૬ | ૭ | આયુદ્ધજ | આયુદ્ધાઝ |
| ,, | ૨૧ | અયોધ્યા ? | અયોધ્યા (?) |
| ૧૦૭ | ૧૧ | અયુદ્ધાઝ | આયુદ્ધાઝ |
| ૧૦૯ | ૧૬ | તેને | ને |
| ૧૧૦ | ૩ | A. H. T. | Ancient Indian Historical Tradition |
| ૧૧૨ | ૪ | યાધેય | યૌધેય |

| | | | |
|---|---|---|---|
| ૧૧૨ | ૭ | પ્રદેશને | અર્થને |
| ૧૧૭ | ૧૦ | Tome V/2 | Tome VI/2 |
| ૧૧૯ | ૧૯ | वाटद्रानकवास्तव्याः | वाटधानकवास्तव्याः |
| ૧૨૧ | ૫ | ભેહદી | ભેહદી |
| ૧૨૩ | ૭ | અને સ્રી | અને તેની સ્ત્રી |
| ૧૨૩ | ૮ | સ્નેહથી | સ્નેહને લીધે |
| ૧૨૩ | ૧૭ | Prinee | Prince |
| ૧૨૭ | ૪ | મૃત્યુ | મર્ત્ય |
| ૧૨૭ | ૭ | મૃત્યુદાસ | મર્ત્યદાસ |
| ૧૨૭ | ૮ | ,, | ,, |
| ૧૪૭ | ૯ | Geogrophy | Geography |
| ૧૫૨ | ૯ | શોરીસ્તુ | શોરિસ્તુ |
| ૧૫૩ | ૭ | वृहद्वृत्ति | वृहद्वृत्ति |
| ૧૬૮ | ૧ | પસેનાદ | પસેનદિ |
| ૧૭૯ | ૩ | सावत्थीं नयरा...... | सावत्थिं नयरिं |
| ૧૯૦ | ૨૩ | Medieval | Mediaeval |
| ૧૯૨ | ૪ | P. 164–65 by | P. 164–65 |
| ૨૦૬ | ૨૦ | Firstf ruit | First fruit |
| ૨૦૮ | ૨૦ | આર્યસંઘના | આર્યસંઘને |
| ૨૨૩ | ૮ | ભારતવપ | ભારતવર્ષ |
| ૨૨૬ | ૧૧ | મૂતિઓ | મૂર્તિઓ |
| ૨૨૯ | ૨૨ | મૂતિ | મૂર્તિ |
| ૨૩૩ | ૧૪ | મોદગલ્યાન | મૌદ્ગલ્યાન |